# અમરકાવ્ય કલાપ

અર્થાત

અખંડપ્રૌઢપ્રતાપ વાંકાનેરાધિપતિ
શ્રીમન્ મહારાજા રાજસાહેબ શ્રી
અમરસિંહજી બહાદૂરની
પ્રસંગોપાત લખાએલી કવિતાઓનો
સંગ્રહ.

રચનાર
રાજ્યકવિ નથુરામ સુંદરજી શુકલ,
વાંકાનેર નિવાસી.

રાજકોટ:
ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસમાં
વ્યાસ કાલિદાસ પીતાંબરે છાપ્યું.

॥ श्रीः ॥

# अमरकाव्य कलाप.

## प्रथम भाग—हिन्दी काव्य.

## स्वतंत्र राज्याधिकारको प्रसंग.

### ॥ दोहो ॥

वाहन जाहि विहंगको, त्रिकचाकर धर शुद्ध,
वाम भागमैं सालपा, सो देहो शुभ बुद्ध. ॥ १ ॥

અર્થ—વિ=વૃષભ, હં=હંસ, ગ=ગરૂડ આ ત્રણ જેનાં વાહન છે. તેમજ ત્રિ=ત્રિશુળ, ક=કમળ, ચા=ચાપ આ ત્રણ જેણે પોતાના પવિત્ર હાથમાં ધારણ કરેલાં છે. તથા સા=સાવિત્રી, લ=લક્ષ્મી, પા=પાર્વતી આ ત્રણ દેવીઓ જેના વામ ભાગમાં બિરાજે છે. આ ત્રણ દેવો મને સુદ્ધ બુદ્ધિ આપો.

---

## ॥ कवित ॥

परम अनंद भरी आज घरी पाइ प्यारी,
चाह भरे चखन रहेथे जिन चायचाय ;
कवि नथुराम गुन ग्रामगनि वेके लिये,
रसभरी रसना रहीथी ललचाय जाय.
यंत्र परतंत्रताको तुट्यो देख दोरतहे,
मोमन मजुर उर पुर्न सुख पायपाय ;
अमर नृपालको स्वतंत्र अवरेखि आजु,
मोह मंत्र वेसें मुदमस्त करे आयआय. ॥ २ ॥

અર્થ—જે ઘડીને જોવા મારાં ચાહ ભરેલાં નયનો ચાહી ચાહી રહ્યાં હતાં તે પરમ આનંદ ભરી ઘડી આજે હું પામ્યો. જેનાં ગુણગ્રામ ગણવાને માટે મારી રસ ભરેલી રસના લલચાઇ રહી હતી તે વખત આજે મને મળ્યો. પરતંત્રતારૂપી યંત્ર (કામ કરવાનો સંચો) ત્રુટી જવાથી મારો મનરૂપી મજુર નિવૃતિ પામવાથી પૂર્ણ સુખ પામી દોડાદોડ કરેછે. અમરસિંહજી નૃપાળને આજે સ્વતંત્ર જોઇને મોહની મંત્રની પેઠે હર્ષ આવી મને મસ્ત કરેછે.

## ॥ सवैया ॥

दीव्यवनायअदीव्यनकौं, अनुठीछविसोंछकीछाजतिहै,
मानुपकेगृहदैविदीखा, मुदसोंनथुरामनिवाजतिहै ;
श्रीअमरेशसुरेशहुके, गहरेगुनगानसोंगाजतिहै,
शक्रपुरीकीसमस्तप्रभा गही, ब्रजपुरीसुविराति है. ॥३॥

અર્થ—અદિવ્ય (મનુષ્ય) ને દિવ્ય (દેવ) બનાવીને અનુપમ છબીથી છાજેછે. માનુષી ગૃહને દૈવી ગૃહ જેવાં દેખાડી જે હર્ષથી નિવાજી રહી છે. મહારાજા શ્રી અમરસિંહજી રૂપી ઇંદ્રના ગેહરા ગુણુ ગાનથી જે ગાજી રહી છે. એવી વક્રપુરી (વાંકાનેર) આજે શક્રપુરી (ઇંદ્રપુરી) ની સમસ્ત શોભા ગ્રહણુ કરીને બિરાજે છે.

## ॥ कवित ॥

अमर नृपाळ पावै राज्य अधिकार पुर्न,
बंकपुरि यातें भइ विविध विलासिनी ;
कवि नथुराम धामधाम पैं धुजा पताके,
रोशनी रसीली प्रभा परम प्रकाशिनी.
रंगित रंगोली सैं उमंगित अनंतद्वार ;
मंगल उचारे नार हृदय हुलासिनी ;
दीपत तमाम ठामठाम मैं दीवाली दीव्य,
निमकहरामिनके धाममैं हुतासनी. ॥ ४ ॥

અર્થ—મહારાજા શ્રી અમરસિંહજી નૃપાળ આજે પૂર્ણુ રાજ્ય-અધિકાર પામેછે. તેથી આજે વક્રપુરી (વાંકાનેર) વિવિધ પ્રકારનાં વિલા-સવાળી બની રહી છે. ઘરોઘર ઉપર ધ્વજા પતાકા તેમજ રસ ભરેલી રોશની પોતાની પરમ પ્રભાથી પ્રકાશી રહી છે. રંગોલીથી રંગેલ અનંત દ્વારો છે. તથા હૃદયમાં હુલાસ ભરેલી સ્ત્રીઓ મંગળ ઉચ્ચાર કરેછે ઠામોઠામમાં દિવ્ય દીવાલી દેખાય છે. માત્ર નિમકહરામીઓના ઘરમાં હુતાસણી છે.

## ॥ सवैया ॥

गाजतीघोरमृदंगनसों, सुगुलालघटाछहरीपुरछावत,
आवगुलावजुको अधिको, नथुरामसुदामछटाभरिआवत;
गायकझीछिकवीवरहीगन, मस्तवनाहियरेहरखावत,
श्रीअमरेशस्वतंत्रभये, हमआजवसंतमैंपावसपावत. ॥५॥

અર્થ—ઘોર મૃદંગના શોરથી ગાજતી ગુલાલની ઘટા ગામને ઢાંકી દેછે. છટાદાર ગુલાબજળને જે અસંત આવેછે. (વરસાવેછે) ગવૈયાઓરૂપી ઝિલ્લી (તમરાં) તથા કવિરૂપી બર્હિ (મોર) ના સમુહને મસ્ત બનાવી તેનાં હૃદય હરખાવે છે. તેથી મહારાજાશ્રી અમરસિંહજી સ્વતંત્ર થયા જોઇ વસંત રૂતુમાં આજે પાવસ (વર્ષારૂતુ) હું જોઉંછું.

## ॥ कवित ॥

दूरदुःख पालाका कसाला करि पाय सुख,
भयकी रजाइ भारी फारी न्यारी करिहै;
अमर नृपाल रुतुराजको प्रताप पेखि,
मंगल महान नथुराम घर घर है.
कंप झंप सीकरन दंतध्वनी डारी दुर,
अनल अंगीठीकों अधम हिय धर है;
भूप भग्त संत सब विहरे वसंत पाय,
राज्य द्रोही राक्षसके सदन शिशिर है. ॥६॥

અર્થ—દુઃખરૂપી ટાઢના ઠસાલા દુર કરી તેમજ ભારવાળી ભયરૂપી રજાઇ (ગોદડું) ફાડી ન્યારી કરી આમે સુખ પામ્યા છીએ. કંપીજવું, ઝબકી જવું, શીશકારા કરવા તેમજ દંતધ્વનિ (દાંતનું ભટકાવું) દુર નાંખી, અનલ અંગીઠી (દેવતાની સગડી) ને અધમ પુરૂષોના હૃદયમાં ધારણ કરી છે. મહારાજા શ્રી અમરસિંહજી રૂપી રૂતુરાજ (વસંત) નો પ્રતાપ જોઇ ઘરોઘર મંગળના મહાન ઉચ્ચાર થાયછે. જેથી રાજ્ય ભક્તિ કરનાર સંત પુરૂષો આ મહારાજાશ્રી અમરસિંહજીના પ્રતાપરૂપી વસંતઋતુ પામી વિહાર કરેછે. અને રાજ્યનો દ્રોહ કરનાર રાક્ષસોના ઘરમાં તો સર્વ અંગે શિયાળો વર્તેછે. મતલબ શિયાળામાં થતી ઉપાધિઓ તેને ભયથી થાયછે.

## ॥ सवैया ॥

देतप्रजाजनपंकजकेगन, कुलिसुआशिपसौरभहिको,
कुजिउठेकविकोकनकेगन, लोकप्रसिद्धकवितसुनीको;
अंधकतेजभयोसचअस्त, समस्तअधर्मिउलूकअरिको,
पुनेप्रकाशभयोपुरमें, नथुरामलखीअमरेशरविको. ॥७॥

અર્થ—પ્રજાજન રૂપી કમળનો સમુદાય પ્રકાશ પામી આશિષ રૂપી હૃદય સૌરભ (સુવાસ) અર્પણ કરેછે. કવિઓરૂપી કોક પક્ષીને જથો લોક પ્રસિદ્ધ ઉત્તમ કવિતાથી બોલી ઉઠેછે. અધર્મી પુરૂષો તેમજ દુસ્મનોરૂપી ઉલ્લૂકો (ઘુડો)ની આંખનું તેજ અસ્ત થાયછે. મહારાજાશ્રી અમરસિંહજીરૂપી રવિનો પ્રકાશ જોઇ આખું ગામ પ્રકાશ પામેછે.

## ॥ कवित ॥

बोलि उठे विरद सुकविन कलापी मुख्य,
पायप्राति सबद बिलाय भयसाक आज ;

कवि नथुराम दुःख धुलिमें दवेथे जिन,
भृत्य भेक सजिव भे छाइ सुख जाळ आज.
त्रषित तमाम थे जु आश्रित अनंत तरु,
जीवनद देख भये अमित निहाल आज;
व्याकूळ प्रजाजन पपीहनको प्रानदान,
वारिस अमीको चढयो अमर नृपाल आज. ॥८॥

અર્થ—કવિઓરૂપી કલાપી (મોર) યુથ્થ ઉત્તમ ખબર સાંભળી ભયરૂપી હૃદય સાલ દુર કરી બિરદરૂપી વાણીથી આજે બોલી ઉઠયા છે. તેમજ દુઃખરૂપી ધુળમાં દબાઇ જે નિર્જીવ બની રહ્યાં હતાં એવાં સેવકોરૂપી ભેક (દેડકાંઓ) સુખની જાળ છાવી આજે સજીવ થયાં છે. આશ્રિત મનુષ્યોરૂપી અનંત તરૂઓ જે તમામ રીતે તરસ્યાં હતાં તેઓ આજે જીવનદ (પાણી અથવા આજિવીકા આપનાર) ને જોઇ અસંત ન્યાલ બની ગયાં છે. પ્રજાજન રૂપી વ્યાકુલ પપૈયાઓને પ્રાણદાન આ- પનાર મહારાજાશ્રી અમરસિંહજી નૃપાળરૂપી અમૃતનો વરસાદ આજે આકાશમાં ચડી આવ્યો છે.

## ॥ सवैया ॥

प्रेमी प्रजागन पूर्न प्रकाशत, रंगबेरंगी पुहुपन प्यारे,
त्यों नथुराम नकीब मयुरन, मारत हाक हिये मुद धारे;
गायक भौंरन बंदि सुकोकिळ, बेहद बिर्दकी बानि उचारे
श्री अमरेश नरेश अलौकिक, आज बने रुतुराज हमारे.
॥ ९ ॥

અર્થ—પ્રેમાદ્ર પ્રજા સમુદાયરૂપી પ્યારાં લાગે એવાં રંગ બેરંગી પુષ્પો પૂર્ણ રીતે પ્રકાશે છે તેમજ નકીબ (ચોપદાર) રૂપી મોરો હૃદયમાં હર્ષ ધારણ કરી હાકો મારી રહ્યા છે. ગવૈયાઓ રૂપી ભમરાઓ, ભાટ ચારણો રૂપી કોયલો બિર્દ વાણીના બેહદ ઉચ્ચાર કરેછે. તેથી એમ જણાય છે કે શ્રી અમરસિંહજી મહારાજ અમારા તો અલૌકિક રૂતુરાજ બન્યા છે.

## ॥ कवित ॥

अमर नरेशको स्वतंत्र अधिकार आज,
भरे सुखभोंन लखि शुद्धभग्त स्वामीके;
कवि नथुराम मुख मीठे दिल द्वेषभरे,
वाके शीर साहीभरे बोज बदनामीके.
धीरभरे धर्मिकों अधर्मीकों अधीरभरे,
तीरभरे तनमैं विविध जन वामिके;
हरष हुलासधुरि हितुके अवासभरे,
भयअपशोसहिये निमकहरामीके. ॥ १० ॥

અર્થ—મહારાજાશ્રી અમરસિંહજીનો સ્વતંત્ર અધિકાર આજે શુદ્ધ સ્વામી ભક્તોને જોઇ તેના ઘરમાં સુખ ભરેછે. તેમજ મુખે મીઠું બોલનાર અને હૃદયમાં ઝેર ભરેલા પુરૂષોને પકડી તેના માથા ઉપર બદનામીનો બોજ નાખેછે. ધર્મી પુરૂષોને ધીર ભરેછે, અધર્મીઓને અધીર ભરેછે તથા વિવિધ પ્રકારના વામી (કુ રસ્તે ચાલનારાઓનાં તનમાં તીર ભરેછે (ભયરૂપી તીરથી શરીર ભેદેછે.) સ્નેહીઓના ઘરમાં અત્યંત હર્ષ હુલાસ ભરેછે. અને નિમકહરામીઓના ઘરમાં ભય અપશોષ ભરેછે.

## ॥ सवैया ॥

दुख दाद अरु फरीयाद हुको, अपवाद नहीं उर आवत है,
नथुराम निहायत नेह छयो, सुख क्लेश न लेश दिखावत है;
भय भ्रष्टको कष्ट है नष्ट सबै, सुख श्रेष्ट सदा मुद छावत है,
अमरेश जुको अधिकार अबै, जनके हियरे हरखावत है.
॥ ११ ॥

અર્થ—દુઃખ દાદની ફરિયાદનો અપવાદ આ વખતે ઉરમાં આવતો નથી. અત્યંત સ્નેહના છવાઇ જવાથી ક્લેશ તો લેશ માત્ર સુખ દેખાડી શકતો નથી. ભ્રષ્ટ પુરૂષોનો તમામ ભય નષ્ટ થઇ જવાથી શ્રેષ્ટ સુખ સદા હર્ષ વધારે છે. તેથી મહારાજાશ્રી અમરસિંહજીનો અધિકાર તમામ પ્રજા વર્ગના હૃદયને હરખાવે છે.

## ॥ कवित ॥

अमर नरेशके प्रताप रविको प्रकाश,
अधम तिमिर तुंग तोर करे तिनके;
कवि नथुराम खोज खोज खल तारनको,
छीनि लेत छनिक प्रकाश गिन गिनके.
चुगल लबार चोर हुको जोर जार कर,
करत कुहालजा कलंकी कलाहिनके;
नीच निशिचरके नयन तम कीचढार,
दिननको दर्शन करात सुख दिनके. ॥ १२ ॥

અર્થ—મહારાજાશ્રી અમરસિંહજીના પ્રતાપરૂપી સૂર્યનો પ્રકાશ આજે અધમ પુરૂષોરૂપી અંધારાના ઢગલાને તોડી ટુકડે ટુકડા કરી નાખેછે, ખળ પુરૂષોરૂપી તારાઓને ગોતી ગોતી તેમજ ગણી ગણી તેના ક્ષણિક પ્રકાશને છીનવી લેછે. ચુગલીખોર તેમજ લબાડ પુરૂષોરૂપી ચોરના જોરને બાળી ખાખ કરી નાંખેછે. અને કલંકી પુરૂષોરૂપી કલાહીન (ચંદ્ર) ના ખરાબ હાલ કરેછે. નીચ પુરૂષોરૂપી નિશાચર (રાત્રીમાં ગતિ કરનાર) ના નયનમાં અંધારારૂપી ગારો નાખી દીન પ્રજાજનને સુખ દિવસનાં દર્શન કરાવે છે.

## ॥ सवैया ॥

वख्त बुलंद नरेंद्र तुम्हे, वड वख्तये तख्त विराजे रहो,
नथुराम प्रजाजन पालनके, उर ख्याल न सुंदर साजे रहो;
अमरेश अपार करी सुकृती, धरि धर्म धृति छिति छाजे रहो,
तुम गाजे रहो शठ लाजे रहो, प्रतिदिन अरिको पराजे रहो.
॥ १३ ॥

અર્થ—બુલંદ વખ્તવાળા નરેંદ્ર તમે ઘણો વખત આ તખ્ત ઉપર બિરાજ્યા રહો. પ્રજાજનનું પાલન કરવાના સુંદર ખ્યાલો અંતઃકરણમાં સદાકાળ રાખો. મહારાજાશ્રી અમરસિંહજી આપ અપાર સુકૃતિઓ કરી તેમજ ધર્મ ધૃતિને ધારણ કરી અચળ રહો. તમે સદાકાળ શત્રુ ઉપર ગર્જના કરતા રહો, શઠ પુરૂષો સદાકાળ શરમાતા રહે ને પાપીઓનો સદાકાળ પરાજય થાય.

## ॥ कवित ॥

दीननको दान सनमान सब संतनकों,<br>
पारितोष पंडितके भोन भरते रहो;<br>
नित नथुराम कवि कोवीदकी काव्य सुन,<br>
अर्पि महादान अष्टकष्ट हरते रहो.<br>
श्रेष्टन को संग अंग अंग राग रंग राखी,<br>
नेष्टनकों नित्य धरापार धरते रहो;<br>
अमर नरेश हे हमेश हमरी आशिष,<br>
कोटि जुग एसें राजकाज करते रहो. ॥ १४ ॥

અર્થ—દીન પુરૂષોને દાન, સાધુઓને સન્માન, તેમજ પંડિતોના ઘરમાં પારિતોષીક (ઇનામ) ભરતા રહો. નિત્ય નિત્ય ચતુર કવિઓની કાવ્ય સાંભળી તેઓને અષ્ટ મહાદાન અર્પણ કરી કષ્ટ હરતા રહો. શ્રેષ્ટ પુરૂષોનો સંગ અને અંગઅંગમાં રાગરંગ (પ્રીતિ સંબંધી રંગ=ગાયનનો રંગ) રાખી નેષ્ટ પુરૂષોને હર વખ્ત હદપાર કરતા રહો. મહારાજા શ્રી અમરસિંહજી આ અમારી આશિષ છે કે કોટી જુગ સુધી આવા શુભ કૃત્યોની સાથે રાજકાજ કરતા અમર રહો.

## ॥ सवैया ॥

सत्य असत्य निवेरनके, हरवार विचार विचारे रहो,<br>
सुनी बात धरी द्रगके मगमैं, फिर काज करि यशधारे रहो;

नथुराम सुपात्र कुपात्रनकी, अरजी मरजी परडारे रहो,
अमरेष दिनेशकीनाइ तुम्हे, वहु काल प्रताप प्रसारे रहो.
॥ १५ ॥

અર્થ—સત્ય અસત્યનો નિવેડો કરવાના વિચારો હરવખ્ત વિચારતા રહો. સાંભળેલી વાતને આંખોથી જોઇ પછી કાજ કરો, ને કીર્તિ ધારણ કરતા રહો. સુપાત્ર કુપાત્રની અરજીના પુરાવા નહિ જોતાં તમારી પોતાની મરજી ઉપરજ રાખો. મહારાજાશ્રી અમરસિંહજી સૂર્યની પેઠે આવાં પ્રકાશમાન કાર્યો કરતાં પ્રતાપને પ્રસારતા રહો.

## ॥ कवित ॥

दाननमैं दुगुन विचारे विन रात दिन,
पानन पवित्र प्रभा धरन पचे रहो;
कवि नथुराम गान तान कवितान वीच,
कानन तुम्हारे भर मानन मचे रहो.
धर्म मग धावनमैं, गोद्विज उधारनमैं,
पावन सदैव शूर सुभग सचे रहो;
सत्या सत्य देखवेमैं, ओर प्रभु पेखवे मैं,
अमर तुम्हारे सदा नयन नचे रहो. ॥ १६ ॥

અર્થ—દાન કરવામાં રાત દિવસનો વિચાર કર્યા સિવાય તમારા કાન્તિમાન પવિત્ર હાથ સદાકાળ બમણા નિમગ્ન રહો. માનના ભરેલા

તમારા પવિત્ર કર્ણપુટ ગાન તાન અને કવિતા સાંભળવામાં મચ્યા રહો. ધર્મના માર્ગ દોડવામાં, ગોદ્વિજ ઉધારવામાં, હે શુર પુરૂપ તમારા સુભગ પગ સાચા રહો. સત્ય અસત્ય જોવામાં અને પ્રભુનાં દર્શન કરવામાં મહારાજાશ્રી અમરસિંહજી તમારા નૌતમ નયનો સદાકાળ નૃત્ય કરતાં રહો.

## ॥ सवैया ॥

छांयमैंभूपहुमायुकोरुप, धरोविचसंघरसिंहकीदेहु,
टेकमेंचातकवैरअहि, नथुरामनिभावनसारसनेहु;
पानगह्योतजवेविचहारल, न्यायमेहंसवनोगुनगेहु,
योंअमरेशधरीवहुरुप, जिवोजुगकोटिहेआशिषएहु. ।१७।

અર્થ—હે ભૂપ છાયામાં હુમાયુનું રૂપ ધારણ કરો. (હુમાયુ પક્ષીની છાયા જેના ઉપર પડે તે બાદશાહ બનેછે) સંગ્રામમાં સિંહ સ્વરૂપ ધારણ કરો. (સિંહ કોઇ દિવસ યુદ્ધમાં હઠતો નથી) ટેકમાં ચાતકનું રૂપ ધારણુ કરો (ચાતક આઠ મહિના સુધી તરસ્યો રહેછે. પણ વર્ષાદના પાણી સિવાય પીતો નથી.) વૈરમાં અહિનું રૂપ ધારણ કરો. (બીજા બધાઓ વૈર ભુલી જાયછે પણ સર્પ વૈર ભુલતો નથી) સ્નેહ નિભાવવામાં સારસ પક્ષીનું સ્વરૂપ ધારણ કરો. (સારસ પક્ષી પોતાનું જોડું ત્રુટી જવાથી જીવતાં નથી) ગ્રહણ કરેલું છોડવા વખતે હારલ પક્ષીનું સ્વરૂપ ધારણ કરો (હારલ પક્ષી જન્મતી વખત માળામાંથી લાકડું પકડી લેછે તે મર્ણ પર્યંત છોડતું નથી) ન્યાયમાં હંસોનું સ્વરૂપ ધારણ કરો. (હંસ પક્ષી દુધ પાણી ભળી ગયેલમાંથી માત્ર દુધનેજ ગ્રહણ કરેછે.) એમ હે અમરસિંહજી મહારાજા આપ આવા બહુ રૂપો ધારણ કરી કોટિ યુગ સુધી રાજ્ય કરો એવી મારી આશિષ છે.

## ॥ कवित ॥

पारथ पराक्रम मैं भारत मैं भीमभट,
भीष्म प्रन पारिवेमैं कृष्न शर्नाङ्गतको;
धीरजमैं धर्म शर्म कर्ममैं सुभगराम,
कवि नथुराम द्वीजराम रौद्र रतको.
ग्यानमैं जनक कुलमानमैं प्रताप भूप,
दानमैं करन हरिश्चंद्र सत्यव्रतको;
यों अनेक रुपधर टेकभर राजोराज,
ताज अमरेश बनि नौतम नृपतको. ॥१८॥

અર્થ—પરાક્રમમાં અર્જુનનું સ્વરૂપ ધારણ કરો. સંગ્રામમાં ભીમનું સ્વરૂપ ધારણ કરો. પ્રતિજ્ઞા પાળવામાં ભીષ્મ પિતામહનું સ્વરૂપ ધારણ કરો. શર્ણાગતને નિભાવવામાં કૃષ્ણ પરમાત્માનું સ્વરૂપ ધારણ કરો. ધીરજ ધારણ કરવામાં ધર્મ (યુધિષ્ઠિર)નું સ્વરૂપ ધારણ કરો. શર્મ અને કુલ કર્મ નીભાવવામાં સુશોભિત રામનું સ્વરૂપ ધારણ કરો. રૌદ્ર રસ ઉપર પ્રીતિ કરવામાં દ્વિજ રામ (પરશુરામ)નું સ્વરૂપ ધારણ કરો. જ્ઞાનમાં જનકનું સ્વરૂપ ધારણ કરો. કુલાભિમાનમાં પ્રતાપી પ્રતાપ (પ્રતાપરાણા)નું સ્વરૂપ ધારણ કરો. દાનમાં કર્ણનું સ્વરૂપ ધારણ કરો. આમ અનેક પ્રકારનાં રૂપો ધારણ કરી ટેક નીભાવતાં નૌતમ નૃપતિના તાજ બની હે અમરસિંહજી તમે કોટિ જુગ રાજ કરો.

## ॥ सवैया ॥

शीशपैं ताज प्रभाको समाज, दराज सुपान कृपान रहे,
तख्तपैं पावसदानरनाव, छइ जश वीच जहान रहे;
नेह भरी नथुराम कहे, सुरमा वसि नित्य निधान रहे,
श्री अमरेश सदा तुम्हरे, गुनिके गनमैं गुनगान रहे. ।१९।

અર્થ—માથા ઉપર કાંતિ ભરેલો તાજ (મુગટ) સદાકાળ અચળ રહે. લાંબા હાથમાં તલવાર સદાકાળ અચળ રહે. રાજ્યાસન ઉપર પવિત્ર પગ સદાકાળ અચળ રહે. દુનિઆની અંદર છવાયલી કીર્તી સદાકાળ અચળ રહે. સ્નેહ ભરેલી રમા (લક્ષ્મી) તમારા ખજાનામાં સદાકાળ અચળ રહે. અને હે મહારાજાશ્રી અમરસિંહજી તમારા ગુણી લોકોના સમુદાયમાં ગવાતા ગુણ ગાન સદાકાળ અચળ રહે.

## ॥ कवित ॥

अमर नरेश देशदेशमैं सुवेश तेरे,
सुयश हमेश छिनछिनमैं छके रहे;
कवि नथुराम पारावार पार पेख अरि,
प्रवल प्रताप थलथलमैं थके रहे.
विद्या वल विविध विलास वाकचातुरीके
परम प्रकाश गुनि जवर जके रहे;
आशिष हमारी झलरान हे महानतेरे,
विजय वितांन धरातलकों ढके रहे. ॥ २० ॥

અર્થ—હે મહારાજાશ્રી અમરસિંહજી ઉત્તમવેશવાળા આપના સુયશો દેશોદેશમાં હમેશ ક્ષણુ ક્ષણુ વારમાં મદોન્મત અવસ્થામાં દોડ્યા કરે. પારાવાર (સમુદ્ર) ની પેલીપાર ગએલ તમારો પ્રબળ પ્રતાપ જોઇ દુસ્મનો સ્થળે સ્થળમાં થકિત થતા રહે. વિદ્યા, બળ, તેમજ વિવિધ વિલાસવાળી વાક્ચાતુરીના પરમ પ્રકાશથી મોટા ગુણી પુરૂપો દબાતા રહે. માટે હે ઝલરાણુ મારી એવી આશિષ છે કે આપના મહાન વિજયના રંગ મંડપો સદાકાળ પૃથ્વી તલને ઢાંકતા રહે.

## ॥ दोहा ॥

**उन्निस पचवन फालगुन, सितसप्तमी शनिवार,**
**पाये उसदिन अमरनृप, रसिक राज्य अधिकार. ॥२१॥**

અર્થ—ઓગણીસેં પંચાવનના ફાલ્ગુન માસમાં શુકલ પક્ષની સપ્તમીને શનિવારને દિવસ મહારાજાશ્રી અમરસિંહજી રસથી ભરેલો રાજ્યધિકાર પામ્યા.

## "अन्य कविकृत कविता"

## "श्याम कवि नवानगर"

### ॥ कवित ॥

सुंदर सुधारे राज सदन सुहावनमें,
मानो छवी सदन सुरेसकी वसतहे;
तोरन पताका दिव्य द्वार द्वार दिप्यमान,
रोशनी अपार पुंज प्रभाकों हसतहे;
राह राह राजतहे सुखमा अथाहसने,
श्याम कवि धाम धाम रम्यता लसतहे;
राज अमरेश राज स्वाधिन समेमें आज,
वंकपुर मंगलको सिंधु सरसत हे. ॥ २२ ॥

**અર્થ**—સુંદર સુધારેલ રાજ્ય મહેલોમાં ઇંદ્રના ભુવનની છબી આવી રહેલી હોય એમ જણાય છે. સુશોભીત અને દીપાયમાન દ્વારે દ્વારે તોરણુ પતાકા ફરકેછે; તે જાણે અપાર રોશનીના સમુહને હસી કાઢતી હોય નહિ! રસ્તે રસ્તે અપાર શોભા રાજી રહી છે; તેમજ ઘરઘર પ્રતી રમ્યતાનો નિવાસ થયો છે; શ્યામ કવિ કહેછે કે—મહારાજા રાજસાહેબ અમરસિંહજીને સ્વતંત્ર રાજ્યાધિકાર પ્રાપ્ત થવાના કારણથી વાંકાનેર ગામ મંગળના સમુદ્ર સમાન શોભી રહ્યું છે.

---

## ॥ कवित ॥

मोदमन पायजन निकट निवासिरासि,
धन धन आनत विनोद पारावारकों;
जीवनकों पायेफल सुहृद सनेहीसब,
प्रभा मुद पाये पाई संपति अपारकों;
श्याम कवि कोविद इनाम धन धाम पाये,
शत्रुके समुह पाये भूरी भय भारकों;
ओज मृगराज सम वंकपूर नाथजब,
राज अमरेशपाये राज अधिकारकों. ॥ २३ ॥

અર્થ—જેમ કેસરીસિંહ યુવાવસ્થાને પામે તેમ વાંકાનેરના નાથ મહારાજા રાજસાહેબ અમરસિંહજી સ્વતંત્ર રાજ્યાધિકારને પામ્યા તે વખત સદાકાળ હજુરમાં રહેનારા માણસોનો સમુહ મનમાં હર્ષ પામી વિનોદના સમુદ્રને ધન્યવાદ આપવા લાગ્યો. સારા હૃદયવાળા સ્નેહીઓ જીવનના ફળરૂપ આનંદને પામ્યા; તેમજ પ્રજા અપાર સંપતિ પામવાની પેઠે હર્ષીત થઇ. શ્યામ કવિ કહેછે—કોવિદ પુરૂષો ધન ધામને પામ્યા અને શત્રુઓના સમુહ મોટા ભયના ભારને પામ્યા.

## ॥ कवित ॥

सुजन सनेही सुरवीर रनधीरकोसु,
मद उत्साह दिव्य उन्नति अपारकों;

पापी पुंज कापी दुष्ट दापी उर तापी पुंन,
प्रजा प्रतिपाल साल शत्रु परिवारको;
रिद्धि सिद्धि निधिको अवधि कवि श्याम कहे,
दारिद दलन कवि पंडित [illegible]को;
वंकपुर नाथ वडहाथ अमरेशकोसु,
धन धन आजदिन राज अधिकारको. ॥२४॥

અર્થ—જે સારા માણસોને તથા સ્નેહીઓને રણમાં ધીરજ રાખનાર શૂરવીરોને ઉત્સાહ અને અગણિત દીવ્ય ઉન્નતી આપનાર છે. જે પાપીઓના પુંજને કાપી નાંખી દુષ્ટ પુરૂષોના અંતઃકરણમાં પરીતાપ કરી પ્રજા પ્રતિપાલક બની શત્રુના પરિવારને સાલરૂપ છે. શ્યામ કવિ કહેછે કેઃ—જેના ભંડારમાં રિદ્ધિ સિદ્ધિ અવધિપણે નિવાસ કરી રહી છે જેથી કવિ પંડિતનાં દારિદ્ર દુર કરેછે, એ લાંબા હાથવાળા વાંકાનેર ગામના નાથ મહારાજા રાજ અમરસીંહજી સ્વતંત્ર રાજ્યાધિકાર પામેછે. માટે આજના દીવસને ઘણા ધન્યવાદ ઘટેછે.

## ॥ कवित ॥

सुभट अभंगके सुसंगमें उमंग भरे,
छत्रि पन धारी शत्रु सवल हने रहो;
परम पुनीत नीत पालनको स्वच्छमति,
दछ संगतीमे अनुरागसे सने रहो;

श्याम कवि कोविद विसदयग — ˋ—

महामहि मंडलोंव. **काशी निवाशी.**

राज सुख स **॥ कवित ॥**

राज अम्

અર્થ—સુભટોન !! . ॥ ઉમંગિથી ક્ષાત્રયપણું ધારણ કરી બળવાન શત્રુઓને હણતા રહો. વિદ્વાન (ડાહ્યા) પુરૂપોની સંગતીમાં અનુરાગવાળા રહો. સ્યામ કવિ કહેછે કેઃ—ચતુરકવિઓ આપની ઉજ્વળ કીર્તિને સદાકાળ મહિમંડળમાં પ્રસારતા રહો. હે મહારાજા રાજસાહેબ અમરસિંહજી આપ રાજસુખથી વિશેષ દીપતા રાજ્યાસન ઉપર અચળ રહો.

---

## प्रज्ञाचक्षुलाल कवि. रतलाम.

### ॥ दोहा ॥

गनपत गौरी गोमती, गंगा गुरु गोविंद,
गुण गाउं अमरेशके, बुद्धि देहु बुलंद. ॥२६॥

અર્થ—હે ગણપતિ, ગૌરી, ગોમતી, ગંગાજી, ગુરૂ અને ગોવિંદ આજે હું મહારાજા રાજસાહેબ અમરસિંહજીના ગુણ ગાયન કરૂંછું માટે મને બમણી બુદ્ધિ આપજો.

अमर जसि करनी करे, मनुसम पालन देश,
अमर नाम जगमें रहो, अमर नाम अमरेश. ।२७।

पापी पुंज ...સાહેબ અમરસિંહજી અમર (દેવતા) ના જેવી
प्रजा प्रतिपाल साल शत्रु ... (પ્રજા) નું પાલન કરેછે,
...ગતમાં અમર નામ રહો.
रिद्धि सिद्धि निधिको अवा...
दारिद दलन कवि पंडित उ...
...श अमरे...

संवत उनीसेंपंच, तापर पचास धर,
फाल्गुन शुक्ल तिथि, सप्तमी सवेरके;
ठोर ठोर आनंद उछाह, अनमाप होत,
सुखके समुद्र न्हावे, सबजन स्हेरके;
कहे कवि लाल देशदेशके भुपाल तहां,
साहेब सुरेश अमरेश हेरहेरके;
तारा बीच "चंद्र" जेसें देवमें मुकुंद जेसें,
राज अमरेश राज तख्त वांकानेरके. ॥२८॥

અર્થ—સંવત ૧૯૫૫ ના ફાલ્ગુન માસના શુક્લ પક્ષમાં સપ્તમી-ના પ્રાતઃકાળે ઠેકાણે ઠેકાણે આનંદ અને ન મપાય એટલો ઉત્સાહ વર્તાઇ રહ્યો. જેથી પુરવાશી સુખના સમુદ્રમાં અવગાહન કરવા લાગ્યાં. લાલ કવિ કહેછે કેઃ—દેશ દેશના રાજાઓ અને અધિકારીઓ વારંવાર નીર્ખીને કહેછે કે—"જેવો દેવતાઓનો રાજા ઇંદ્ર દેવતાઓની સભામાં શોભતો હોય, જેવો ચંદ્રમા તારા મંડળમાં શોભતો હોય, જેમ દેવોના સમુહમાં મુકુંદ શોભતા હોય તેવા મહારાજા રાજસાહેબ અમરસિંહજી વાંકાનેરના તખ્ત ઉપર સ્વતંત્રપણે શોભેછે.

॥ वं. काशी निवाशी.

॥ कवित ॥

छाजत छितिपर
कीरत प्रगट प्र
प्रबल चंड भुज दंडथ्थका, ब्रेहमंड वीरज्जीय,
उद्दित उपित अखंड खंड, महीमंडल सज्जीय;
झलरान वंशकुल भाणवन, राजपुत्र जाहर जगत.
प्रतिपाल लालदुज धर्मकेसु, अमरेश भूप राजत तखत. २९

અર્થ—છત્રપતિઓના છત્રરૂપ અને ગુણની ખાણરૂપ બની ક્ષિતિ ઉપર છત્ર ધારણ કરી રહ્યા છે. જેની કીર્તિ પૃથ્વીમાં સૂર્યના જેવી પ્રગટ દેખાય છે. જેના પ્રચંડ ભૂજદંડના ધકાથી બ્રહ્માંડ છતાયેલું છે, અને જેની વીર કાન્તિ અખંડપણે મહીમંડળના ખંડેખંડમાં પ્રસરી રહી છે. લાલ કવિ કહેછે કેઃ—એવા ઝાલાઓના વંશમાં સૂર્યરૂપ તેમજ જગતમાં જાહિર રાજ બનેસિંહજીના પુત્ર જે બ્રાહ્મણ અને ધર્મના પ્રતિપાળક છે તે મહારાજા રાજસાહેબ અમરસિંહજી આજે સ્વતંત્રપણે રાજ્યાસન પર શોભેછે.

॥ छप्पय ॥

सत्यव्रत्त महीपत सकळ भूपत्य शिरोमणी,
अटल राज महाराज अमर अमरेश हृदय गुणी;

पापी पुंज [illegible] [illegible]न कप्पे,
प्रजा प्रतिपाल साल शत्रु [illegible] अप्पे;
रिद्धि सिद्धि निधिको अव[illegible] पत वहु वखत,
दारिद दलन कवि पंडित उ[illegible]
प्रतिपाल [illegible] अमरे[illegible] त तखत. ।३०।

અર્થ—જે મહીપતિઓના શિરોમણી બની મહીપતિઓને પાળવા યોગ્ય સંસવ્રત પાળેછે. જે દેવતાઓના રાજાની પેઠે અવીચળ રાજ્ય કરેછે તેમજ જેનું હૃદય ગુણના સમુહથી ભરેલું છે. જેની દાન વીરતા જોઇ કુબેર અને ઇંદ્ર મનમાં કંપી રહ્યા છે. જે લાખો કરોડાની મોજ તથા હાથી, ઘોડા આપતાં ક્ષણમાત્ર વાર લગાડતા નથી, જેનું રૂપ ચંદ્ર સરીખું અખિલ ભૂમીમાં શોભી રહ્યું છે. લાલ કવિ કહેછે કેઃ—જેઓ વેદ અને સંતનું પ્રતિપાલન કરનાર એવા ભાગ્યશાળી રાજ્ય બનેસિંહજીના સુત અમરસિંહજી તખ્ત ઉપર શોભેછે.

## ॥ सवैया ॥

वहु झालर झांझ वने सहनायक दुंदभी ढोल सुवीन वजे,
नवरंग सुहंग ध्वजा फरके तहां तोरन केतु पताकरजे;
अमरेशके राज्य विलोक तही जगको दुखदालीद दूर भजे,
कवि लालनी हालभई धरनी वनराय सुनु अभिषेक सजे.
॥ ३१ ॥

અર્થ—જ્યાં ઘણા ગવૈયાઓ વાદ્યોની સાથે ગાયછે. ઝાલર, ઝાંઝ દુંદભી, ઢોલ અને વીણાઓ વાગી રહી છે. નવા નવા રંગની ધ્વજાઓ,

પતાકાઓ અને તોરણો ધરા
સાહેબ અમરસિંહજી
જાયછે. લાલ કવિ ક
ભિષેક થતો જોઇ પૃથ્વી

## कवि. काशी निवाशी.

## ॥ कवित ॥

॥ [illegible]त ॥

सुंदर सुशील अरु साहसी सपुत सिरे,
छत्रि धर्म धारी भारी भूप शिरताजहे;
मानत प्रविन ओ कविन द्विज दिननकुं,
राखे रति रंकनपें उमर दराजहे;
हाकीम हकमदार वक्रपुर धर्म जेसो,
कहे कवि लाल धैर्य धर्मके जहाजहे;
गात गरविलेने गुलाबगुल केसि आव,
गाहक गुनिके अमरेश वीर आजहे. ॥ ३२ ॥

અર્થ—સુંદર, સુશીલ, સાહસીક, સપૂત તેમજ ક્ષત્રિધર્મ ધારણ કરવામાં જેઓ ભૂપતિઓના શીરતાજરૂપ છે. જેઓ ચતુર, કવિઓ, બ્રાહ્મણો અને શરણાંગત પર પ્રીતિ રાખનાર છે. મોટી આયુષ્યવાળા હુકમને ધારણ કરનાર હાકેમ ધૈર્ય અને ધર્મના જહાજ રૂપ બની વાંકાનેરમાં ધર્મરાજાની પેઠે રાજ્ય કરેછે. લાલ કવિ કહેછે કે ગુલાબ-જળ જેવી સ્વચ્છ કીર્તિ કથન કરનાર કવિઓના ગ્રાહક મહારાજા અમરસિંહજી સર્વોત્કૃષ્ટ છે.

पापी पुंज [illegible] कंप.
प्रजा प्रतिपाल साल शत्रु [illegible]
रिद्धि सिद्धि निधिको अवश शेष,
दारिद दलन कवि पंडित [illegible] करे;
प्रतिपाळ दीन [illegible] दयाला झाले[illegible] [illegible]र भूपाला सुनो,
राज्यवंश राघव अखंड करवो करे;
कहे कवि लाल प्रभू प्रभूता प्रताप तेरो,
सुयस प्रवाह पुन्य भौन भरवो करे;
सज्जन सुजान कवि पंडित प्रमान पुज्य,
द्वारपैं सदैवसो निशान झरवो करे. ॥ ३३ ॥

અર્થ—જ્યાંસુધી મહીમંડળમાં માર્તંડ પ્રકાશ કર્યા કરેછે, જ્યાંસુધી મહેશ, શેષ, હરિ, ગણેશ અને ગીરા પોતાની પ્રકાશિત જ્યોતિ પ્રસરાવ્યા કરે; લાલ કવિ કહેછે કેઃ—જ્યાં સુધી રાઘવવંશ અખંડપણે રાજ્ય કરે ત્યાં સુધી દીન ઉપર દયા લાવનાર ઝાલા વંશના અવતંસરૂપ મહારાજા અમરસિંહજી તમો પ્રભૂતા, પ્રતાપ અને સુયશના પ્રવાહથી પવિત્ર ભૂવનો ભર્યા કરો. તેમજ સારા માણસો, સુજાણ કવિઓ અને પુજવા યોગ્ય પ્રમાણિક પંડિતો તમારા રાજ્યદ્વાર ઉપર સદાકાળ નિશાનની પેઠે ઉભા રહ્યા કરે.

# रामभद्र कवि. काशी निवाशी.

## ॥ कवित ॥

अमर नरेशकुं सुशारदा सुबुद्धि देय,
धनद सुधन जौपै अति वसुवारोहे;
वीरता सुवीरी महावीर अंजनीको सुत,
नीति रामचंद्र जिन असरन भारोहै;
इन्द्रिनको जीतिवौ वतावै तोहि महादेव,
एकछन मांहि जेहि कामहीं मजारोहै;
नाहीं अभिषेकमे जूदेइ हम औंर कछु,
पाते उपहार सदा आशिष हमारोहै. ॥ ३४ ॥

અર્થ—મહારાજા અમરસિંહજીને સારદા દેવી સુબુદ્ધિ આપે તેમજ જે અત્યન્ત પૈસાવાળા છે એવા ધનવ (કુબેર) ધન આપે. સારા વીરોમાં જે મહાવીર ગણાય છે એવા અંજનીસુત (હનુમાન) વીરતા આપે, જે અશરણને શરણ રાખનારા છે એવા રામચંદ્રજી નીતિ આપે, જેણે એક ક્ષણમાં કામદેવને બાળી ભસ્મ કર્યો એવા મહાદેવજી (શંકર) ઈંદ્રીજીત થવાની શક્તિ આપે. આ રાજ્યાભિષેક થતી વખતે હું બીજું કાંઇ ભેટ આપી શકતો નથી માત્ર ઉપર કહેલી આશીષરૂપ ઉપહાર (ભેટ) અર્પણ કરૂંછું.

## ॥ कवित ॥

जौलों मार तंडसु विराजै नभमंडलमें,
जौलों मेदनीकी धुर शेष नाग धारेहै;
जौलों सप्तसागर गणेश बुद्धि आगरहै,
जौलों पुनि वियति वितान वीचतारेहै;
जौलों हे सुरेश शुभ जौलों वेद विप्रनमें,
जौलों नाक पालन करत मघवारेहै;
वार वार आशिष सुदेत रामभद्रयही,
जीवहिं अमरसिंह तौलों मतिवारेह. ॥ ३८ ॥

અર્થ—જ્યાં સુધી નભમંડલમાં માર્તંડ પ્રકાશ કરે, જ્યાં સુધી પૃથ્વીની ધરી શેષનાગ ધારણ કરે, જ્યાં સુધી સાત સાગર અને અત્યંત બુદ્ધિશાળી ગણપતિ રહે, જ્યાં સુધી આકાશરૂપી વિતાનમાં ચળકતા તારાઓ રહે, જ્યાં સુધી બ્રહ્મા અને સ્વર્ગનું પાલન ઇંદ્ર કરે, રામભદ્ર કવિ કહેછે કેઃ—મહારાજા અમરસિંહજી ત્યાં સુધી આપ અવીચળ રહો.

## ॥ कवित ॥

रागरंग रंजितसु रंजित सुरंग भरे,
वंकपुर राजनसु मनुज पताकेहैं;

कोऊ लघु दीरघ तरलतर कोऊ कोऊ,
मन कोऊ मोहन सु मंजुल मजाकेहैं;
रामा रमणीयता सुरम्य लखि दोउनकी,
होतीहैं सकामा वामा मोद भरनाकेहैं;
अमर नरेश जीवो जाहिर जहान बीच,
रामभद्र इस जौलों वियति छपाकेहै. ॥ ३६ ॥

અર્થ—કોઇ લઘુ, કોઇ દીર્ઘ, અને કોઇ વિશેષ દીર્ઘ, તેમજ કોઇ મનને મોહ ઉપજાવે એવા મંજુલ અને મજેદાર આનંદના અભિનવ રંગથી રંગાએલ સારા મનુષ્યરૂપી પતાકાઓથી આજે વાંકાનેર શોભી રહ્યું છે.

નગરીરૂપ સ્ત્રી પોતાની અંદર વસતી રામા અને રમણિયતાની રમ્યતા જોઇ પોતે પોતાના પતિ પ્રતિ અનુરાગી બની કહેછે કે:—શુકલ પક્ષનો ચંદ્ર કળાઓમાં વધતો ચાલે તેમ મહારાજા અમરસિંહજી રાજ્ય તખ્તપર બીરાજી વૃદ્ધિ પામો.

## ॥ दोहा ॥

अमरसिंह तुव कविन मिल, यह शुभ देत अशीश,
वपुवपु सुख पावो सदा, जीवो लाख वरीश. ॥३७॥

અર્થ—મહારાજા અમરસિંહજી સર્વ કવિઓ મલી આવી રીતે તમને આશીષ આપેછે કે:—આપ સદાકાળ શરીરે સુખી રહી લાખ વરસના આવરદા ભોગવો.

## माधव कवि. बीजापुर.

### ॥ कवित ॥

संवत सुवान सर अंकरुप वीक्रमके,
सनीसेत फागुनको घोस हुलसायोहे;
वांकानेर छत्रधारी, तखत वीराजवेको,
उच्छव अपार देशदेशमें दीखायोहे;
माधव भनंत महाराज राजमंडलमें,
महामोद मंगलको ठाठ ठहरायोहें;
दे दे सनमान दान भूप अमरेष भान,
कोविद कवि कंजकोंसु आनंद वढायोहे. ॥ ३८ ॥

અર્થ—સંવત ૧૯૫૫ની સાલમાં ફાલ્ગુન શુકલપક્ષ શનીવારનો દિવસ અત્યંત હુલ્લાસમાં દેખાયો છે. કારણ કે શ્રી વાંકાનેરના છત્રધારી મહારાજા રાજસાહેબ શ્રી અમરસિંહજી સ્વતંત્ર રાજ્યાધિકારના તખ્ત ઉપર બીરાજે છે જેથી મોટો ઉત્સવ દેશદેશમાં દેખાયો છે. માધવ કવિ કહેછે કેઃ—મહારાજા રાજસાહેબ રાજ્ય મંડળની અંદર મોડરૂપ હોઇ મંગળનો ઠાઠ ધારણ કરેછે. મહારાજા અમરસિંહજી સુર્યના પેઠે પ્રકાશતા દાન અને સનમાન આપી કોવિદ કવિરૂપી કમળોને આનંદ વધારે છે.

## ॥ कवित ॥

अचल वीराजे रहो तखत बुलंदताजे,
कोसकोट नीतनृप रामसे रचेरहो;
विविध बिलास हास पुरन प्रकाशतेज,
शक्रसम कीर्ति मुखगुनीन गुने रहो;
गुनमें गनेस सुर सारदमें नारदसें,
.देह दुज राज दुती दुजतें दुने रहो;
बखत बुलंद महाराज अमरेश वीर,
भारथमें शत्रु संग पारथ वने रहो. ॥ ३९ ॥

**અર્થ**—બુલંદ તેજવાળા તખ્ત ઉપર અવીચળ રાજો. ભંડાર કિલ્લાઓ અને નીતિ પુર્ણ પ્રતાપી રઘુકુળ દીપક રામની પેઠે રચતા રહો. વિવિધ પ્રકારના વિલાસ, હાસ્ય અને તેજનો પુર્ણ પ્રકાશ શક્ર સચીની પેઠે પ્રસરાવો તથા સારા ગુણી કવિઓ આપની કીર્તિને ગાયા કરો. ગુણની અંદર ગણેશ જેવા, દેવતાની અંદર શારદા જેવા બની દેહની કાન્તિ, બીજના ચંદ્રમાની પેઠે બમણી વધારતા રહો. મોટા ભાગ્યશાળી મહારાજા રાજસાહેબ અમરસિંહજી બહાદુર તમે સંગ્રામના અંદર અર્જુનના જેવા પરાક્રમ કરતા રહો એવા આશીર્વાદ આપુંછું.

## ॥ दोहा ॥

गांन तांन आनंद युत, दिन दिन दुगने रंग,
तखत तेज जस कीरत मय, पेखे पुर्न नरेंद्र. ॥ ४० ॥

અર્થ—ગાનતાનમાં ગમત કરતાં આનંદની સાથે નવા નવા રંગથી દિવસ વીતાવો. આપના તખ્તનું તેજ અને યશ કીર્તિવંત અમો દેખીએ એવી અમો આશીષ આપીએ છીએ.

---

## उध्धव कवि. लखतर.

### ॥ कवित ॥

कुल झलरान भोम आकर उदार मध्ये,
कुंदन कलित वन्यो विरद विशालहे;
हिकमत हथोर्टसें गठ्यो जात वेहदसो,
सुकवि सुनार कसो कविता रसालहे;
विविध विधान दान जटीत जवाहिरसौं,
पुरन प्रभातें आप ओपीत अपारहे;
वखत बुलंद महाराज अमरेश यश,
भूप भ्रतखंड हुको सुंदिर श्रृंगारहे. ॥ ४१ ॥

અર્થ—ઝાલાવંશના રાજા રૂપી પૃથ્વી અને ઉદારતા રૂપી આકર (ખાણ)ની અંદર સુયશ રૂપી શુશેભિત કુંદન ઉત્પન્ન થયું. તેને હિકમત રૂપી હથોડીથી યુક્તિ પુર્વક ઘડી સારા કવિ રૂપી સોનીએ રસાળ કવિતા રૂપ ઓપ ચડાવી વિવિધ પ્રકારના દાન અને વિધાન રૂપી

જવાહીર જડયું; જેથી પુર્ણ કાન્તિને પામી શોભવા લાગ્યું; માટે મહા- રાજા અમરસિંહજીના યશ રૂપી ઘરેણું ભરતખંડના ભૂપોને શૃંગાર રૂપ થઇ પડયું.

## ॥ कवित ॥

प्रबल प्रताप देश देश अवसेस वढ्यो,
विमल विसेष जस भूतल भरे गयो;
सज्जन समाज कंज विकसें विलोक मुख,
अरीन कुमोद कुल महता मुंदें गयो;
उद्धव भनंत चोर लंपट उकलू लुके,
ओजस अनीत तम एसतें अथे गयो;
आज अमरेश भूप पावत महेश पद,
अवनीमें आनंदको आदित उदे भयो. ॥ ४२ ॥

અર્થ—મકવાણાના કુળના પ્રબળ પ્રતાપો દેશદેશમાં વધારો પામતા રહો અને ઝાલારાજાઓના નિર્મળ યશો વિશેષપણાને પામી ભુતળમાં ભર્યા રહો. બનોસિંહજીના પુત્રનું પ્રકાશિત મુખ નિરખી સજ્જન પુરૂષોનો સમાજ કમળની પેઠે વિકાશ પામતો રહો. ઉદ્ધવ કવિ કહેછે કે ચોર, અને લંપટ રૂપી ઉલ્લુક (ઘુવડ) છુપાતા રહો તેમજ અપયશ અને અનીતિરૂપ અંધારૂં અસ્ત પામતું રહો. કારણકે આજે મહારાજા અમરસિંહજી પૃથ્વીના ઇશનું પદ સ્વતંત્રપણે પામેછે એ રૂપી પૃથ્વીની અંદર આનંદનો સૂર્ય ઉદય થયોછે.

# हमीर कवि.

## ॥ कवित ॥

कच्छप रूकोल शेश राजत महेश जेसे,
प्रबल धनेश वारधेश विन भाजेज्यूं;
दिपत दिनेस जेसें गहर गनेश जेसे,
सीतल मयूपनकों औशधेश साजेज्यूं;
भनत हमीर भूमि भूधर कपीश वली,
राजत सुरेश ओ रमेश नित राजेज्यूं;
सकल सुनीत संग अमर नरेश आपे,
राजो ध्रुवराज जैसें मेरुपथ राजेज्यूं. ॥ ४१ ॥

અર્થ—જેમ કચ્છપ (કાચબો) કોલ (વરાહ) શેષ અને મહેશ (શંકર) બળવાન ધનેશ (કુબેર ભંડારી) અને વરૂણ પરાજય વિના શોભેછે. ક્રાન્તિમાં સૂર્ય, જ્ઞાનમાં ગણેશ, અને શીતળ મયૂખો (કીર્ણો) ને જેમ ઔષધેશ (ચંદ્ર) સાજે છે. હમીર કવિ કહેછે કે પૃથ્વી, પહાડ, બળવાન કપીશ (હનુમાન) તથા સુરેશ (ઇંદ્ર) અને રમેશ (વિષ્ણુ) જેમ રાજે છે. તેમજ મહારાજા અમરસિંહજી આપ તમામ પ્રકારની સારી નીતિની સાથે મેરૂ માથે રાજતા ધ્રુવની પેઠે અવીચળ બીરાજો.

# लिलाधर कवि.

## ॥ कवित ॥

जौलों धराधर जलधर विषधर जौलों,
सारद औ नारद सुरेश शशि रविहे;
जौलों जलथल वायु तेज ओ आकाश जौलों,
ब्रह्मको प्रकाश जौलौं जौलौं शुभ छविहे;
तोलों रहो राज्य तेरो अजल वनेस पुत,
वक्रपुर तखतपे तपो जीमि रविहे;
अमरेश अमर आपिश तें अमर रहो,
दिलधार कहतसु लिलाधर कविहे. ॥ ४४ ॥

અર્થ—જ્યાં સુધી ધરાધર (શેષ) જળધર (મેઘ) વિષધર (શંકર) સારદા, નારદ, સુરેશ (ઇંદ્ર) શશિ અને રવિ છે. જ્યાં સુધી જળ, સ્થળ, વાયુ, તેજ, આકાશ, સુંદરતા અને બ્રહ્મનો પ્રકાશ છે ત્યાં સુધી બનેસિંહના પુત્ર વાંકાનેરના તખ્ત ઉપર અવતારી પુરૂષની પેઠે બીરાજો. લીલાધર કવિ કહેછે કે મહારાજા રાજ અમરસિંહજી અમર-(દેવતા) ની આશીશથી આપ અમર રહો એવો આશીર્વાદ આપુંછું.

## स्वर्गवासी युवराज श्री हरपालसिंहजीको जन्म प्रसंग.

## ॥ कवित ॥

मुद धन धाम कोसु मुद गज ग्राम कोसु,
अमित अराम कोसु मुद सुख माहहै;
कवि नथुराम त्यों अनुप इलकाव कोसु,
जयको जहान वीच जबर उछाहहै;
राजधरि वेको शुभ काज करी वेकोयह,
सरव प्रमोद कोसु जगत सराहहै;
हिये हरखावन उपावन सुआश खास,
पुत्र रत्न पावन प्रमोद पतशाहहै. ॥ ४९ ॥

અર્થ—ધન, ધામ, ગ્રામ, ગજ (હાથી) પ્રાપ્ત થવાનો હર્ષ તેમજ અત્યંત આરામ પામવાનો હર્ષ જે દુનિઆમાં સુખનો પુર્ણ ચંદ્ર ગણાય છે. નથુરામ કવિ કહેછે કેઃ—મોટા મોટા ઇલકાબ પામવાને અને દુનિઆની અંદર જય મેળવવાનો હર્ષ સર્વથી મોટો ગણાય છે. રાજ્ય પામવાનો, ઉત્તમ કામ કરવાનો વિગેરે સર્વ હર્ષને દુનિઆ સારી રીતે વખાણે છે. પણ હૃદયને હરખ આપનાર ઉત્તમ પ્રકારની આશાઓને ઉત્પન્ન કરનાર પુત્ર રત્ન પામવાનો હર્ષ છે તે ઉપર કહેલ બધા હર્ષનો પાદશાહ છે.

## ॥ दोहा ॥

प्रथमाश्रम विद्या सुफल, त्रितिय चतुर्थे त्याग;
द्वितिया श्रम फल दैवेद, पुत्र जन्म अनुराग. ॥ ४६ ॥

અર્થ—પ્રથમ આશ્રમનું ફળ વિદ્યા. ત્રીજા, ચોથા આશ્રમનું ફળ ત્યાગ પણ બીજા આશ્રમ (ગૃહસ્થાશ્રમ) નું ફળ તો માત્ર પુત્ર જન્મથી થતો અનુરાગજ છે.

## ॥ दोहा ॥

आत्मा आत्मज होतहै, वात कहत यह वेद;
निज स्वरुप प्रागव्य लखी, क्योंन शमें भव खेद. ॥४७॥

અર્થ—પોતાનો આત્મા આત્મજ (પુત્ર) રૂપે ઉત્પન્ન થાયછે (आत्मा वै जायते पुत्र इति श्रुते) આ પ્રમાણે વેદ કહેછે ત્યારે પોતાના શરીરનું પ્રાગટ્ય જોઇ મનુષ્યના સંસારમાં થતા ખેદો શામાટે ન મટે ?

## ॥ सवैया ॥

छावनो मोद सर्वे कुलमैंहिय पुर्वज केहु प्रमोद वढावनो,
ध्वांत हठावनोहे गृह दीपक, त्यों नथुराम अरीतन तावनो;

रावनो मंगलके रवकों, हरवख्त हितुके हिये हरखावनो,
भावनो भव्य उपावनो आनंद, देवकों दुर्लभ पुत्रको पावनो.
॥ ४८ ॥

અર્થ—આખા કુળમાં હર્ષને વધારનારો, પુર્વજોને હર્ષ વધારનારો, ધરનું અંધારૂં દુર કરવાને દીપક રૂપ તેમજ નથુરામ કહેછે કે:- શત્રુના તનને તાવનારો, મંગળના શબ્દો પ્રસરાવનારો હર વખત સ્નેહીઓના ઉરને હરખાવનારો ભવ્યતાથી માત પીતાને પ્રીય લાગનારો અને આનંદ ઉત્પન્ન કરનારો પુત્રનો જન્મ દેવતાઓને પણ દુર્લભ છે.

## ॥ दोहा ॥

पुत्र जन्मको हरख हिय, सबको होत समान;
पर प्रगटत नृप पुत्र मुद, अधिक अधिक तरमान. ॥४९॥

અર્થ—પુત્ર જન્મથી થતો હર્ષ રાજાઓથી રંક સુધી સર્વ કોઇને સરખો હોયછે પણ રાજાઓને ત્યાં થતો પુત્ર જન્મનો હર્ષ સર્વ કરતાં અધિક ગણાય છે.

## ॥ दोहा ॥

सरत्र प्रजाकों सुखद प्रिय, रच्छक धरम सुराह;
विष्नु अंश अवतार यह, नाम धारी नरनाह. ॥ ५० ॥

અર્થ—સર્વ પ્રજાને પ્રીય અને સુખ આપનાર, ધર્મના રસ્તાઓનું રક્ષણ કરનાર નરનાહ (રાજા) નામ ધારણ કરી વિષ્ણુનો અંશ અવતાર હોયછે.

## ॥ सवैया ॥

राजको होतहै जन्म जवै, सुर लोकमै वाजै वधाइके वाजे,
पित्रको लोक पवित्र तवै नथुराम निहायत नेह निवाजे ;
ब्रह्मको लोक अशोक वनै, दिये आशिरवाद उदंड अवाजे,
मानुप लोकहुमैं महिपालके, जन्मतें क्यों नहि आनंद छाजे.
॥ ५१ ॥

અર્થ—જ્યારે રાજાઓનો જન્મ થાયછે ત્યારે દેવતાના લોકમાં વધાઇનાં વાજાં વાગેછે. નથુરામ કહેછે કે:—પિત્ર લોક અસન્ત હર્ષથી નીવાજેછે, બ્રહ્મ લોક શોક રહીત બની મોટા અવાજથી આશીર્વાદ આપેછે તો પછી મનુષ્ય લોકમાં મહીપાળના જન્મથી શા માટે આનંદ ન થાય ?

## ॥ दोहा ॥

तीन जातीके करम सव, निर्भय होत निदान,
धन्य जन्म धरनी पती, जशतें भरत जहान. ॥ ५२ ॥

અર્થ—જેના પ્રતાપથી ત્રણે જાતિનાં કર્મ નિર્ભયતાને પામેછે. જે યશથી દુનિયાને ભરેછે એવા ધરણીપતિ (રાજા) ના જન્મને ધન્યછે.

## ॥छप्पय॥

आज हमारो हृदय अपुर वसो हुलस्योहै,
शक्रपुरीको स्नेह वक्रपुर वीच वश्योहै.
अमर लोक आनंद धरातल आइ धश्योहे,
कठिन कलह कुल सहित नीच भय पाइ नश्योहै;
नथुराम ग्राम घर घर प्रती, ललित वाद्य वाजत नये,
महाराज राज अमरेश गृह, कलीत कुमार प्रगट भये. ।८३।

अर्थ—આજ મારૂં હૃદય અપૂર્વ જેવો હુલ્લાસ પામ્યુંછે, આજે ઇંદ્રપુરીનો સ્નેહ વાંકાનેરમાં આવી વસ્યોછે. આજે અમર લોકના આનંદે પૃથ્વી ઉપર વેગથી ધસારો કર્યોછે. કઠિણ અંગવાળો નીચ ક્લેશ આજે પોતાના કુળ સહીત ભય પામી ભાગી ગયોછે. નથુરામ કહે છે કેઃ—ઘરઘર પ્રતિ શુશોભીત નવાં નવાં વાંજાંઓ વાગેછે કારણકે મહારાજા રાજસાહેબ શ્રી અમરસિંહજીને ઘેર કામદેવ જેવા રૂપાળા કુંવર પ્રગટ થયાછે.

## ॥ कवित ॥

परम पवित्रताको चीत्र मित्र वंशमित्र,
अमर अवास प्रगटत दुःख दलिगो;
कवि नथुराम ठाम ठाम पुरवासिनके,
वेहद हृदय गेह नेह नद छलिगो,

आनंद अछेह कोउ मेह वरखन लाग्यो;
शांतीको प्रवाह सुख सरितामे मिलिगो,
कलिगो उठाय कष्ट दानके दिमागनसो,
अरीचित चलीगो हरामी हिय हिलिगो. ॥५४॥

અર્થ—પરમ પવિત્રતાનું ચિત્ર, મિત્ર (સૂર્ય) ના વંશમાં મિત્રરૂપ કુમાર, મહારાજા અમરસિંહજીને ઘેર પ્રગટ થતાં દુઃખ સર્વ નાશ પામવા લાગ્યાં. નથુરામ કવિ કહેછે કે પુરવાસી લોકોના હૃદયરૂપી ઘરમાં સ્નેહનો સમુદ્ર છલવા લાગ્યો. છેડા વિનાના આનંદનો મેઘ વરસવા લાગ્યો. શાન્તિનો પ્રવાહ સુખની સરીતામાં જઇને મળવા લાગ્યો. દાનનો દીમાગ જોઇ કલિયુગ કષ્ટ પામી ચાલવા લાગ્યો. શત્રુનાં ચિત્ત ચલિત થવા લાગ્યાં. અને હરામીનાં હૃદય ધ્રુજવા લાગ્યાં.

## ॥ सवैया ॥

श्री अमरेश जुके युवराजको, जन्म सुनी जन मंगल गावत,
मंगल साज सजी सवही, नथुराम सुमंगल वाद्य वजावत;
मंगल खानरु मंगल पान, जिहान सुमंगल रुप जतावत,
मंगल रावत मंगल छावत, मंगल मोदकी धुम मचावत. ।५५।

અર્થ—મહારાજા રાજસાહેબશ્રી અમરસિંહજીના યુવરાજનો જન્મ સાંભળી માણુસો મંગળ ગાયછે. નથુરામ કહેછે કે:—મંગલ સાહિત્ય સજી મંગળનાં વાજાંઓ બજાવેછે. માંગલીક ખાવાના

માંગલીક પીવાના સાથે મંગળના ઉચ્ચાર કરતા મંગળમુદ (હર્ષ) ની ધુમ મચાવતા મંગળ ફેલાવતા જહાન બધી મંગળરૂપ જણાયછે.

## ॥ कवित ॥

नृप अमरेश गृह आज युवराज जन्म,
पेखि वढे परम हुलास जन मनके;
कवि नथुराम दे आशीस ग्राम देव सव,
हिये न समातहे प्रमोद पितृ गनके;
शक्ति भल भक्तको कुटुंव वढतो विलोकी,
रच्छन करतीहै पवित्र पुत्र तनके;
भानु निज वंस अवतंसको जनम जान,
डारे वक्रपुरपै किरन सुवरनके. ॥ ५६ ॥

અર્થ—મહારાજા રાજસાહેબ શ્રી અમરસિંહજીને ઘેર યુવરાજ-નો જન્મ થતો જોઇ મનુષ્યના મનમાં પરમ હુલાસ વધ્યોછે. નથુરામ કવિ કહેછે કેઃ—ગ્રામ દેવતાઓ આશીશ આપેછે તથા પીત્રિઓના હૃદયમાં મોદ (હર્ષ) સમાતો નથી. શક્તિ (શક્તમાતા) પોતાના ભલા ભક્તના કુટુંબમાં વધારો થતો જોઇ પવિત્ર પુત્રના શરીરનું રક્ષણ કરેછે અને સૂર્ય પોતાના વંશના અવતંશ (છોગાં) નો જન્મ થતો જાણી વાંકાનેર શહેર ઉપર સૂવર્ણનાં કીરણો નાખેછે.

## ॥ छप्पय ॥

विप्र व्रंद पढि वेद छंद आशीश उचारे,
गुनिगुन गायन गात सप्त सुर भेद सँवारे;
कलित किरतकी काव्य ललित वंदी ललकारे,
परम प्यार सों प्रजा वार वारही वलीहारे;
अमरेश धाम युवराज भो सकल जीव आनंद सने,
नथुराम शुद्ध चितसों सदा भव्य अमित आशीश भने. ।५७।

અર્થ—બ્રાહ્મણના સમુહો વેદના છંદો ભણી આશીશના ઉચાર કરેછે. ગુણી લોકો સપ્તસુરના ભેદને સંભાળી ગુણગાન ગાયછે. સુશોભીત કીર્તિનાં કાવ્યો લલીત સ્વરથી બંદીજનો લલકારી રહ્યાછે. તેમજ પરીપુર્ણ પ્યારથી પ્રજાજન વારંવાર વારી જાયછે. મહારાજા અમરસિંહજીને ઘેર યુવરાજનો જન્મ થયો જેથી તમામ જીવો આનંદમાં બોળાઇ રહ્યા અને શુદ્ધ ચિત્તથી સદા ભવ્ય અગણિત આશીશો નથુરામ દેવા લાગ્યો.

## ॥ दोहा ॥

शुभ दीन शुभ तीथी शुभ घडी, शुभ नक्षत्र सुयोग;
याद देत युवराजको, जन्म पराक्रम जोग. ॥ ५८ ॥

અર્થ—શુભ દિવસ, શુભ તિથિ, શુભ ઘડી, શુભ નક્ષત્ર અને શુભ યોગમાં યુવરાજનો જન્મ થયો એજ તેમના પરાક્રમના યોગની યાદી આપેછે.

## ॥ कवित ॥

विरतामैं धिरतामैं अमित उदारतामैं,
प्यारमैं प्रवीनतामैं बुद्धिमैं विशालसो;
कवि नथुराम त्यों प्रलंब तकदीरतामैं,
असल अमीरतामैं शत्रुहिय सालसो;
अमर नृपालको अमर युवराज आज,
क्षत्रिकुल काजमैं दराज हरी बालसो;
दानमैं जहानमैं उदंडता प्रचंडतामैं,
हीमतमैं कीमतमैं व्हैगो हरपालसो. ॥ ५९ ॥

અર્થ—વીરતામાં, ધીરતામાં, અત્યન્ત ઉદારતામાં. પ્યારમાં, પ્રવિણતામાં અને બુદ્ધિમાં વિશાળ થશે. નથુરામ કવિ કહેછે કેઃ—તેમજ મોટા તકદીરવાળા, અસલપણામાં, અમીરતામાં, તેમજ શત્રુઓના હૃદયને સાલરૂપ થશે. લાંબી આયુષ્યવાળા મહારાજા અમરસિંહજીના યુવરાજ મોટા ક્ષત્રિઓના કુળના કાજ કરવામાં મોટાં કાર્યોમાં સિંહના બાળક જેવા થશે. દુનિઆની અંદર દાન આપવામાં, મોટાઇમાં પ્રચંડપણામાં, હીમતમાં અને કીંમતમાં મહારાણા હરપાલસિંહજી (મકવાણા વંશના મુળ પુરૂષ) ના જેવા થશે.

## ॥ सवैया ॥

आप प्रताप अमाप प्रसार हिये अरिके परिताप करेगो,
त्यों नथुराम पराक्रमसों वसुधा वहु भांती मिलाई धरेगो;
श्री अमरेश जुको युवराज दराज जहानहुमें जश लेगो,
दानमें मानमें युद्धकेतानमैं रान सचो सुलतानसो व्हेगो. ।६०।

અર્થ—પોતાના અમાપ પ્રતાપ ફેલાવી શત્રુના હ્રદયને પરિતાપ કરશે. તેમજ નથુરામ કહેછે કે સ્વ પરાક્રમોથી ઘણી પૃથ્વી મેળવી ઘેર કરશે. મહારાજાશ્રી અમરસિંહજીના યુવરાજ દુનિયાની અંદર મોટા યશ મેળવશે. દાનમાં, માનમાં અને યુદ્ધના તાનમાં સાચેસાચા મહારાણા સુલતાનજી (વાંકાનેરમાં રાજ્યધાની સ્થાપનાર) મુળ પુરૂષના જેવા થશે.

## ॥ कवित ॥

अमर सुवन व्हेगो मानमें सुमान केसो,
टेकमें महान रायसिंह महिपतसो;
कवि नथुराम चारुतामें चंद्रके समान;
प्रबल प्रचंड प्रथीराज नरपतसो;
व्हेगो कमनीय क्षात्रकर्महुमें केसरीसो,
भव्य देग तेगमें सुभारा सुविपतसो;

डोसा सो उदंड वड वखत वखत केसो,
जग जगधारी वेगे व्हेगो जसवतसो. ॥ ६१ ॥

અર્થ—મહારાજા અમરસિંહજીના પુત્ર માનમાં માનસિંહજી (સુલતાનસિંહજીના પાટવી કુમાર)ના જેવા થશે. મોટી ટેક જાળવવામાં મહારાણા રાયસિંહજી (માનસિંહજીના પાટવી કુમાર) ના જેવા થશે. નથુરામ કવિ કહેછે કે મનોહરપણામાં મહારાણા ચંદ્રસિંહ (રાયસિંહ-ના પાટવી કુમાર) ના જેવા થશે. અસન્ત બળમાં અને પ્રચંડતામાં મહારાજા પૃથ્વીરાજ (ચંદ્રસિંહજીના પાટવી કુમાર) ના જેવા થશે. શુશોભીત ક્ષત્રિયોનાં કર્મ, કરવામાં કેશરીસિંહજી (પૃથ્વીરાજના નાના ભાઇગાદીના વારસ) ના જેવા તેમજ ભવ્યતા ભરેલી દેગ, તેગ વાપરવા-માં મહારાણા ભાશજી (કેશરીસિંહજીના પાટવી કુમાર) ના જેવા થશે. મહારાણા ડોસાજી (બીજા કેશરીસિંહજીના પાટવી કુમાર) ના જેવા મોટાઇમાં, ભાગ્યશાળીપણામાં વખતસિંહજી (ડોસાજીના પાટવી કુમાર) ના જેવા અને દુનિયામાં યશ ધારણ કરવામાં મહારાણા યશવંતસિંહજી ના જેવા થશે.

## ॥ सवैया ॥

यज्ञरु याग अनंत करी, वडभाग सुविप्र असिसन लेगो,
त्यों नथुराम सु दीरघकाल, तमाम प्रजा प्रतिपालक व्हेगो,
कोश कुवेर समान भरी, धरी रोष अरि दलकों दुःख देगो;
वक्रपुरी युवराज वडी, वसुधा कवि लोकनकों वकसेंगो. ।६२।

અર્થ—અનંત યજ્ઞ યાગો કરી, મોટા ભાગ્યશાળી બની બ્રાહ્મણોની આશિષો લેશે. તેમજ નથુરામ કહેછે કે લાંબા વખત સુધી તમામ પ્રજાના પ્રતિપાલક થશે. કુબેર ભંડારીના જેવા ખજાના ભરી, ક્રોધ ધારણ કરી દુશ્મનોના દળને દુઃખ દેશે. વાંકાનેરના યુવરાજ (મહારાજા રાજસાહેબ અમરસિંહજીના પુત્ર) મોટા કવિ લોકોને ઘણી પૃથ્વી બક્ષીસ કરશે.

## ॥ छप्पय ॥

**परम प्रेम आनंद विभव विध विधके पाओ,**
**अष्टसिद्धि नवनिद्धि, रसिक छिती तलमैं छाओ;**
**बनि अनाथके नाथ दान दरीयाव वहावो,**
**करी संतनकी स्हाय चित्त चतुरनको चाओ;**
**कुशळ विशाळ कुटुंबमें शतक्रतुके सम सुख लहो,**
**कवि नथुराम असीसदे अमर अमर सुत अमरहो. ॥६३॥**

અર્થ—પૂર્ણ પ્રેમ, આનંદ અને વિવિધ પ્રકારના વૈભવો પામો. રસથી ભરેલી અષ્ટ સિદ્ધિ અને નવ નિદ્ધિ પૃથ્વીમાં પ્રસરાવો. અનાથના નાથ બની ચિત્તમાં ચતુર પુરૂષોની ચાહના રાખો. વિશાળ અને કુશળ કુટુંબમાં રહી ઇંદ્રના જેવાં સુખ ભોગવો. નથુરામ કવિ આશીષ આપે છે કે અમર (દેવતા) જેવા અમરસિંહજીના પુત્ર સદાકાળ અમર રહો.

## विजया दशमी प्रसंग.

### ॥ छप्पय ॥

विजयी विजया दशमी, विजयी संवत्सर सुखकर,
विजयी व्रकपुर तख्त, विजयीपुर दर्शन दुःखहर;
विजयी वंश झलरान, विजयी उनकार्य अधिकतर,
विजयी राज अमरेश, विजयी स्नेही अरु सहचर;
अश्व शस्त्र शमी पुजीयों, विजयीं साज सुख धामके,
विजयी आशिर वचनहै, यामै कवि नथुरामके. ॥६४॥

અર્થ—વિજયને આપનારી વિજયાદશમી, અને સુખને કરનારો વિજય સંવત્સર છે. વિજયને આપનારૂં વાંકાનેરનું તખ્ત (રાજ્યગાદી) અને વિજયને આપનારૂં તથા દુઃખ હરનારૂં પુરનું દર્શન છે. વિજયને ગૃહણ કરનાર ઝાલાઓનો વંશ તથા તેઓનાં કાર્ય અધિક વિજય આપનારાંછે. વિજય ગૃહણ કરનાર મહારાજા રાજસાહેબ અમરસિંહજી તેમજ સ્નેહી તથા સહચરપણ વિજયવાન છે. અશ્વ, શસ્ત્ર, શમી, વિગેરે પુજવાનાં સાધનો પણ વિજયદાતા છે, સાથે કવિ નથુરામની આશિષ પણ વિજય દાતા થાઓ.

### ॥ कवित ॥

परम पवित्र रिद्धि सिद्धिके समुहनसों,
भावधरि भूप भव्य भुवन दीपाओ तुम;

कवि नथुराम कारे काजर पहार कैसें,
द्वीरद अनंत रख विभव वढाओ तुम;
तरल तुरंगम तरंगसें तरंगिनीके,
नीके रखी जोर शोर जगमें जमाओ तुम;
शस्त्रधर शूरन अनेक अमरेश राखी,
विजय वितान वसुधाके अंत छाओ तुम. ॥६५॥

અર્થ—પૂર્ણ પવિત્ર રિદ્ધિ સિદ્ધિના સમૂહોથી ભાવ ધારણ કરી ભવ્ય ભુવનોને દીપાવો. નથુરામ કવિ કહેછે કે કાળા કાજળના પહાડ જેવા અનંત હસ્તિઓ ઘેર રાખી વિભવો વધારો. નદીના હીલોળા જેવા ઘોડાઓ ચંચળ રાખી. બળના અવાજોની અવનિમાં જમાવટ કરો. મહારાજા અમરસિંહજી આપ ઘણા શૂરાઓ સાથે રાખી હાથમાં શસ્ત્ર ધારણ કરી વિજયના અનંત મંડપો વસુધામાં ઉભા કરાવો.

## ॥ सवैया ॥

पालन खूब प्रजाको करी, नीत आमद आप करो दुगुनी,
प्रिय पुत्र कलत्र सबें घरसुत्र, सुपाओ पवित्र महीप मनी;
अमरेश तुम्हें अमरेश बनी अतिनिके रहो धरनीके धनी,
नथुराम निहायत नेह वढो, यह आशीश वानी अनूप भनी.
॥ ६६ ॥

અર્થ—સારી રીતે પ્રજાનું પાલન કરી દિનપ્રતિદિન રાજ્યની ઉપજ બમણી કરો. મહીપમણિ! તમે વ્હાલને વધારનાર પુત્ર કલત્ર (સ્ત્રી) અને તમામ ઘર સુત્ર પવિત્ર પામો. મહારાજા અમરસિંહજી તમે ઇંદ્રના જેવા બની ઉત્તમ રીતે પૃથ્વીના પાત રહો. નથુરામે અત્યંત સ્નેહ વધારી આ આશિષનો ઉચ્ચાર કર્યોછે.

## ॥ कवित ॥

कवि गुनी पंडितके मान मग मंडित करि,
दान द्विज देवकों अखंडित दिया करो;
नित नथुराम यज्ञ याग करी राग धरि,
परम प्रसन्न हुतभुककों कीया करो;
अभिनव भूरी भव्य द्रव्यकी सुगंधदेके,
जाहिर जिया करो जगतमें करोर जुग,
लाख सुर व्रंदनकी आशिष लीया करो;
नृप अमरेश प्याले प्रेमके पिया करो. ॥६७॥

અર્થ—કવિ, ગુણી અને પંડિતને સન્માન આપવાના માર્ગોનું મંડન કરી બ્રાહ્મણોને અખંડ દાન દીધા કરો. નથુરામ કવિ કહેછે કે પ્રિતિથી યજ્ઞ યાગ કરી હુતભુક (અગ્નિ દેવ)ને પ્રસન્ન કરતા રહો. નવા નવા અનંત પ્રકારના ઉત્તમ દ્રવ્યની સુગંધ આપીને દેવતાઓના સમૂહોની લાખો આશિષો લીધા કરો. મહારાજા અમરસિંહજી આપ જાહીર બની દુનિયામાં ક્રોડ જુગ જીવ્યા કરો અને પ્રેમના પ્યાલા પીધા કરો.

## ॥ सवैया ॥

रान कृपान धरी करमें, खल के दल ख्वार करेइ रहो,
नथुराम तमाम निचे नरकें, तुमरे भव्र जान जरेइ रहो;
मकवान महा अरि मुंडन झुंडन, आपकी तेग तरेइ रहो,
अमरेश कुबेरकी नाइसदा, सुखमांसो भंडार भरेइ रहो.

॥६८॥

અર્થ—મહારાણા આપ હાથમાં કૃપાણ (તરવાર) ધારણ કરી ખળ પુરૂષોના દળને ખ્વાર કરતા રહો. નથુરામ કહેછે કે આપના ભયથી તમામ નીચ પુરૂષોના જીવ બળતા રહો. મકવાણા મહારાજ! મોટા અરિના મસ્તકોના સમૂહો આપની તીખી તરવારની ધાર નીચે રહો. મહારાજા અમરસિંહજી આપ કુબેર ભંડારીની પેઠે સદાકાળ શોભાથી ભંડાર ભરતા રહો.

## ॥ कवित ॥

कुल अभिमान के करोर शुभ काम करि,
परम प्रसिद्धहो सुदाम मतिवंतमें;
कवि नथुराम दान दरिया वहाय वडे,
अग्रपद पाओ दानी महीप महंतमें;
रयासतको रसिक बनायके रसिले भूप,
नित विकसाओ प्रभा नृपति अनंतमें ॥

नृप अमेरश देश क्लेश हरि के हमेश, ।
सुजश पताके वांके छाओ छिति अंतमैं. ॥६९॥

અર્થ—કુળાભિમાનનાં કોડે શુભ કામ કરી, મતિવંત પુરૂષોમાં પ્રસિદ્ધિ પામો. નથુરામ કવિ કહેછે કે દાનના મોટા દરિયાઓ વહાવી પુર્વે થયેલા મોટા દાની મહીપતીઓમાં અગ્રણી પદ પામો. રસીલા ભૂપ! રયાસતને રસીક બનાવી અનંત રાજાઓમાં કાન્તિ પ્રસરાવો મહારાજા અમરસિંહ આપ દેશના કલેશ હમેશાં હરણ કરી સુયશના પતાકા પૃથ્વીના છેડા સુધી ફરકાવો.

## ॥ छप्पय ॥

धीर धर्म सम धारी, धर्म मगमैं पग धरीहो, ।
भीम भीम सम होई, भ्रष्ट जनकों भय भरीहो; ॥
विजय धनंजय तुल्य, लेइ अरि सन्मुख लरिहो, ।
विनय नकुल सम वहुत, राखी जग जनखुशी करीहो;॥
संत सेव सह देव सम, अमर करि नित अचलहो, ।
नथुराम पंच पांडव प्रकृति, आप एक तन मैं रहो. ॥७०॥

અર્થ—ધર્મરાજા (યુધિષ્ઠિર) ની પેઠે ધીરજ ધારણ કરી ધર્મના માર્ગમાં પગ ધારણ કરતા રહો. ભીમ જેવા ભીમ (ભયંકર) બની ભ્રષ્ટ જનોને ભય ભરતા રહો. ધનંજય (અર્જુન) ની પેઠે વિજય ગૃહણ કરી શત્રુઓની સન્મુખ લડતા રહો. નકુલની પેઠે બહુ વિનય રાખી જગતમાં સંત પુરૂષોને ખુશી કરતા રહો. સહદેવની પેઠે સંતની સેવા કરી

મહારાજા અમરસિંહજી આપ સદાકાળ અચળ રહો. નથુરામ કહેછે કે પાંચે પાંડવની પ્રકૃતિઓ આપ આપના એકજ શરીરમાં ધારણ કરતા રહો એવો આશિર્વાદ હું આપુંછું.

## ॥ दोहा ॥

विध विध वाजे वाजते, रसिक राजते देश;
कविकों नित्य निवाजते, अमर रहो अमरेश. ॥७१॥

અર્થ—વિવિધ પ્રકારનાં વિજયનાં વાજાં વગડાવતાં અને રસિક બનાવી દેશને શોભાવતાં તેમજ નિત્ય પ્રતિ કવિઓને નિવાજતાં મહારાજા અમરસિંહજી આપ અમર રહો.

---

# सिंहके शिकारको प्रसंग.

## ॥ दोहा ॥

ओज भरे अमरेशनें, हरे हरीके प्रांन; ।
ताको वरनतहे अबें, कवि नथुराम सुजान. ॥७२॥

અર્થ—વીર રસથી ભરેલ મહારાજા અમરસિંહજીએ સિંહના પ્રાણહરણ કર્યા તેને સારી રીતે સમજીને નથુરામ કવિ વર્ણન કરેછે.

## ॥ कवित ॥

जेसें जंबभेदी भेदी असुर अनेकनकों ।
व्रत्रकें विनाश हेतु मुदित महानहे. ॥
कवि नथुरामतेसें तुंग अरू तेजदार, ।
जाके जोर जालिमकों जानत जहानहे;
व्रकपुर शक्र हंता सिंहक हजारनके. ।
आयुधके ओककों, न बनत बयानहे; ॥
कठिन कराल महिपाल अमरेश आज, ।
पंचानन प्रांन पर करत पयानहे; ॥७३॥

અર્થ—જેમ ઇંદ્ર અનંત અસુરોને માર્યા પછી વ્રત્રાસુર નામના રાક્ષસને મારવાને માટે હર્ષિત થાયછે તેમ નથુરામ કવિ કહેછે કે મોટા તેજસ્વી તથા જેનું વિશાળ જોર વસુધામાં સર્વ કોઇ જાણેછે એવા વાંકાનેરના ઇંદ્ર હજારો હિંસક પ્રાણીઓને મારનાર જેના આયુધો (હથિયારો) ના સમૂહનું વર્ણન ન બની શકે એવા કઠણ અને કરાળ મહારાજા અમરસિંહજી આજે સિંહના પ્રાણ લેવા તૈયારી કરેછે

## ॥ सवैया ॥

हाल चले हदिया हटसों वड हाथ विरानी व्यथा हरवेकों. ।
त्यों नथुराम उमंगभरे मति भौंन निधि जसके भरवेकों. ॥
पूत अति रजपूतनको अद्भुत सुधर्म धुराधरवेकों. ॥
शूर गये गिरमें अमरेश शिकार मृगाधिपको करवेकों; ॥७४॥

અર્થ—અત્યંત ઉતાવળથી પ્રલંબ બાહુ (મોટા હાથ) વાળા રાજસાહેબ પારકાઓની વ્યથા હરણ કરવા માટે તેમજ નથુરામ કહેછે કે ઉમંગ ભરેલ બુદ્ધિના ભંડાર, કીર્તિના ખજાના ભરવાને માટે તથા પવિત્ર રજપૂતોનો અદ્દભુત ઉત્તમ ધર્મ પૃથ્વી ઉપર ધારણ કરવા માટે શૂરવીર મહારાજા અમરસિંહજી ગીરમાં સિંહનો શિકાર કરવા માટે પધાર્યા.

## ॥ कवित ॥

नगपति न्यारे न्यारे नद ओ नदीननारे, ।
तमकी कतारें भारे भय उपजातहे ; ॥
कवि नथुराम एसो गिरि सरसात जामें, ।
हिंसक हमेश हियमांहि हरखातहें ; ॥
सुनिकें गयंद जाकी गर्जना गुमान भरी, ।
गयउ दिगन्त दोरि द्रग न दिखातहे ; ॥
एसो मृगराज सांज समय समीप आय, ।
दारूण दरीमें अवजोर जुत जातहे ; ॥७१॥

અર્થ—જે જગો ઉપર નોખા નોખા મોટા પહાડો અને તેની દૂરના ભાગમાં સમુદ્ર તથા અંદર અંદર નદીઓ અને ઝરણાઓ ચાલી રહ્યા છે. ભયને ઉત્પન્ન કરે એવું વૃક્ષોની ગાઢતાથી અંધારૂં વ્યાપી રહ્યું છે. નથુરામ કવિ કહેછે કે એવો ભયંકર ગિરિ જેમાં અનંત હિંસક પ્રાણીઓ હમેશને માટે હર્ષ પામી વસેછે. જેની ગર્જના સાંભળી હસ્તિ-

ઓ પોતાનું અભિમાન છોડી ગીરના જંગલનો ત્યાગ કરી દિશાઓના અંત સુધી ભાગી ગયા છે જેથી ક્યાંય દ્રષ્ટીએ આવતા નથી એમ અનુમાન થાયછે. એવો સિંહ સાંઝ સમય સમીપમાં આવી દારૂણ ચાલથી પોતાની ગુફામાં જવા લાગ્યો.

## ॥ सवैया ॥

आ पहुंचे अमरेश तहां गिरि गव्हरमें उरमें मुदलाकर, ।
त्यों नथुराम सखा अनुसंग विराजतहे दुगुनें मुद आकर; ॥
दुष्टरुपी तम तोरनकों प्रगटे पुहुमीपर अन्य दिवाकर, ।
धन्य पुरी यह वक्र मिले जीहिशक्र समान पति सुखमाकर.।७६।

અર્થ—મહારાજા રાજસાહેબ શ્રી અમરસિંહજી ધાટી ગીરમાં જે જગો ઉપર વિકાળ સિંહ હતો ત્યાં હર્ષ ધારી આવી પહોંચ્યા. તેમજ નથુરામ કહેછે કે સાથે બમણા ગુણના ખજાના રૂપ સખાઓ પણ હતા. દુષ્ટ સિંહ રૂપી અંધારૂં તોડી નાંખવાને મહારાજા રાજસાહેબ જાણે પૃથ્વી ઉપર બીજા દીવાકર (સૂર્ય) પ્રગટ થયા હોય નહીં! માટે વાંકાનેર ગામને ધન્ય છે કે જેને ઇંદ્ર જેવા બળવાન અને શોભાના ભંડાર રૂપ મહિપતી મળ્યા છે.

## ॥ कवित ॥

शूरवान सामतकों संगले उमंग भर्यो, ।
राजत अभंग रंग अंग वीरताकोहे; ॥

कवि नथुराम सजि आयुध तमाम चढयो, ।
भूप अमरेश मंजु धाम धीरताकोहै; ॥
हाको कर, करतें दुनालीको कराको कर, ।
जंगमें जुरेको रोम रोम जोम जाकोहे;
ताको सुनि हाको वनराज वारवार डर, ।
शंकित व्हे देखतभो द्वार कंदराकोहे. ॥७७॥

અર્થ—શૌર્યવાન સામંતોને સાથે લઇ ઉમંગથી ભરેલ અંતઃકરણ અને જેના અંગમાં અભંગ વીરતા શોભી રહીછે તથા નથુરામ કહેછે કે જે મનોહર તેમજ ધીરતાના નિવાસ રૂપ છે તે અનંત પ્રકારના આયુધો સજી સિંહ ઉપર ચડ્યા. હાકો કરી દુનાળી (બે નાળવાળી બંદૂક) ને તૈયાર કરી. જંગમાં સિંહની સાથે મળવા જેને રોમ રોમ પ્રતી જોર છવાઇ રહ્યું છે એવા મહારાજા અમરસિંહજીનો હાકો સાંભળી સિંહ શંકિત બની ગુફાના દ્વાર ઉપર આવી વારંવાર જોવા લાગ્યો.

## ॥ सवैया ॥

जाहिर जोसभर्यो जवहीं पति वाहिर आय लग्यो उठि धावन, ।
ताहि समें पति प्रेम पगी वनराज वधू लगियाँ समुझावन; ॥
नाथ यहे नथुरामकोहे वड हाथ न देहैं फिरी यहाँ आवन, ।
साची कहों रहजाओ भला कछु मानो हमारो कह्यो मनभावन.
॥७८॥

અર્થ—જાહીરપણે જોરથી ભરેલો સિંહ જ્યારે કંદરા (ગુફા) થી બાહેર દોડવા લાગ્યો. તે સમય પતિના પ્રેમમાં રંગાયેલી સીંહણ સમજાવી કહેછે કે આ મોટા હાથવાળો નથુરામનો નાથ (અમરસિંહજી) છે હું તમને સાચું કહુંછું કે આ વખતે તમે તેના સામા નહિં જાઓ. મારૂં કહ્યું માનો. જશો તો ફરી જીવતા તમને આંહી નહીં આવવા દે

## ॥ कवित ॥

सिंहको सपूत पूत मेंहो मजबूत महा, ।
मोहिकों रजादे प्रानप्यारी मुद लायकर; ॥
कवि नथुराम एसे आदमी अनेक आय, ।
चातुर चलेगयेहें मोसों डर पायकर. ॥
जायकर तहां जोर जालिम जनायकर, ।
धायकर ताकों बाहु बलसों हरायकर; ॥
आयकर तेरी सोंह अबमें तिहारी पास, ।
करिहों विलास जादा जियकों जमायकर. ॥७९॥

અર્થ—સિંહ કહેછે કે હું સિંહનો મહા મજબૂત પવિત્ર સુપુત્ર છું. માટે પ્રાણપ્યારી હર્ષ લાવીને મને રજા દે. આવા અનેક આદમીઓ મારા સામા આવી ગયા પણ મારાથી ભય પામી શિકારની ચતુરાઇ ધરાવનારાઓ સર્વ પાછા ચાલ્યા ગયા છે. હું ત્યાં પહોંચી મારૂં જાલિમ જોર તેને બતાવી ફાળ ભરી મારા પ્રચંડ બાહુ બળથી તેને હરાવી પાછો તુરત તારી પાસે આવીસ. તારા સમ ખાઇ કહુંછું કે પછીથી આપણે વિશેષ વીલાસો જમાવીશું.

## ॥ सवैया ॥

वालम क्यों उरमें इतनों करते हो वृथा अभिमान घनेरो, ।
त्यों नथुराम मदान्धपनों तजिकें चितमांहिं हिताहित हेरो. ॥
मानवहे न यहे करजोरी कहों कछु मानो महामती मेरो, ।
वासवसो वसुधापर आयकें आज दीयो अमरेशनें डेरो. ।८०।

અર્થ—સિંહણ કહેછે કે પતિ તમે આટલું બધું વૃથા અભિમાન શા માટે ઉરમાં આણોછો ! મદાંધપણું છોડી ચિત્તમાં હિત અહિતનો વિચાર કરો. આ શિકારીને તમે માનવ (માણસ) સમજશો નહિ. હું હાથ જોડી કહુંછું કે મોટી મતિવાળા મારૂં કહ્યું માનો. આ મહારાજા અમરસિંહજી ઇંદ્ર છે. અને તેણે તમને મારવાને માટે આંહી ડેરા દીધા છે.

## ॥ कवित ॥

गुंजतहे जाके गंड मंडल अखंडलमें, ।
भौंरनके पुंज मानों यामिनी अंधेरीहे; ॥
अद्रिसे उतंग जाकी अमित मतंगज के, ।
कुंभकों विदारवेमें प्रभुता घनेरीहे. ॥
एसे मृगराजनको मारत निमेषमांहि, ।
नाथ नथुरामकोये करतन देरीहे;
एसे अमरेश जेसे भूप अमरेश पास, ।
वालम विचारी देख कौंन गति तेरीहे. ॥८१॥

અર્થ—સિંહણ કહેછે જેના ગંડ મંડળમાં અખંડ ભમરોના સમૂહો ગુંજારવ કરેછે. તે જાણે અંધારી રાત્રી હોય નહિં એવા પહાડ જેવા ઉંચા હસ્તિઓના કુંભસ્થળ તોડવામાં જે સિંહની ઘણી પ્રભુતા છે. એવા સીંહોને મારતાં જે ક્ષણ માત્ર વિલંબ કરતા નથી એ મહારાજા અમરસિંહજીની પાસે પતિ તમારૂં બળ કોણ માત્ર છે?

## ॥ सवैया ॥

ज्यों दशआननकों समुझायो मंदोदरी नेसिय नाथ लियेतें,
त्यों नथुरामयें थाकी बराकी वनेन्द्र वधू उपदेश दीयेतें;
मान्यो नहि मतवारो मृगाधिप धायो तजि भिय आपुं हियें,
भावी मिटावन कोहे समत्थ कहोजी असंख्य उपाय कियेतें.
॥ ८२ ॥

અર્થ—જેમ મંદોદરીએ શ્રી રામની સામે જાતાં રાવણને ઘણો સમજાવ્યો પણ સમજ્યો નહીં તેમ નથુરામ કહેછે કે બિચારી સિંહણ પણ ઉપદેશ આપી થાકી. છતાં મદમસ્ત સિંહ નહિ માનતાં ભય ત્યાગ કરી દોડ્યો. સત્ય છે અસંખ્ય ઉપાય કરીએ તોપણ ભાવી મટાડવાને કોઇપણ સમર્થ થઇ શકતું નથી.

## ॥ कवित ॥

मंजु मधु मासकी निहारी उजियारी राती,
झांकी झलरान धायो धरपें धधूकरत;

कवि नथुराम नेन राते क्रुर तातें कर,
प्रबल प्रभंजनसो भ्राजत भभू करत;
जलद अपाढ केसें वीर वनराज गाढ,
पुच्छको पछारि घोर शोरको शरु करत;
भोंहको चढाय कर फालकों वढाय कर,
आयो अमरेश ढिग हूंकरत फूंकरत. ॥ ८३ ॥

અર્થ—સુંદર ચૈત્ર મહિનાની ઉજ્વળ રાત્રીમાં ઝસરાણુને પોતાની સામા આવેલા જોઇને બળવાન સિંહ ધુધકારી કરતો ક્રુરતાથી લાલચોળ આંખો કરી પ્રબળ શ્વાસને ઘુંટતો ગાલ બજાવતો સામે દોડ્યો. આષાઢના મેઘની પેઠે પોતાનું ધાટું પુચ્છ પછાડતો ભયંકર ગર્જનાથી શોર બકોર શરૂ કરી ભ્રકુટી ચઢાવીને મોટી મોટી ફાળો ભરતો હોકારા મારતો મારતો મ્હારાજા અમરસિંહજીની નજીક આવ્યો.

## ॥ सवैया ॥

हांक सुनी हरिणाधिपकी थरकी विथराये सबे कर हेलो,
एसे समें नथुराम तहां झलरान दुनाली ग्रहीकर छेलो;
भोगलसें भुजवारो भयंकर धीर धराधर केसो छकेलो,
व्हेकें अभीत अजीत महीपति ठाढो रह्यो अमरेश अकेलो.
॥ ८४ ॥

અર્થ—સિંહે એવી તો ભયંકર ગર્જના કરી કે હેલો કરનાર શીકારીઓ માત્ર થરથર ધ્રુજી ગયા. અને નાસભાગ કરવા લાગ્યા પણ તેજ વખતે ભોગળથી પણ વધારે બળવાન ભુજાઓમાં જેટાળી પીસ્તોલ લઇને ઝાલા કુળમાં છેલ અને છંછેડાયેલા શેષનાગની પેઠે છકેલ સદા અજીત એવા શ્રી અમરસિંહજી મહારાજ તમામ ભય રહિત થઇને એકલા સામા ઉભા રહ્યા.

## ॥ कवित ॥

विकट वदन वारो तिच्छन रदन वारो,
आयो जब निकट मृगेन्द्र भरि फालकों;
नाथ नथुराम जूके दुःसह दुनाली कर,
भेद्यो एक घावतें सजीव तिहि भालकों;
वनिकें विभान पर्यो पंचानन प्रांन विन,
पूरन विलोकी जाके प्राक्रम विशालकों;
रात्र उमराव मिलि सकल सराहतभे,
वक्रपुर शक्र अमरेश महिपालकों ॥ ८९ ॥

અર્થ—વિકાળ મોઢાવાળો અણી શુદ્ધ તીખા દાંતવાળો કેશરી ફાળ ભરતો જેવો છેક પાસે આવ્યો કે તુરતજ નથુરામના નાથે હાથમાં રહેલ પીસ્તોલનો ભડાકો કરી ગોળી મારી તેનું કપાળ ભેદી ઘાયલ કરી જમીન ઉપર પાડ્યો. જ્યારે સિંહ બેભાન થઇ પૃથ્વી ઉપર પડીને મરી ગયો છે. એવી સંપૂરણ ખાત્રી થઇ ત્યારે પૂર્ણ પરાક્રમ જોઇ જે જે રાજા અને ઉમરાવો સાથે હતા તે તમામ મળી ઈંદ્ર જેવા અવતારી વાંકાનેરના મહારાજા અમરસિંહજીનાં બહુ વખાણ કરવા લાગ્યા.

## ॥ दोहा ॥

धन्य धन्य कोतासमे, ध्वनी भयो चहु ओर;
आन लगे सब दोरिकें, अमर भूपकी ओर. ॥८६॥

અર્થ—તે સમયે ચોતરફ દશે દિશામાં ધન્ય ધન્યના અવાજ અને પડછંદા પડવા લાગ્યા. તથા સર્વ મનુષ્યો મહારાજા અમરસિંહજી તરફ દોડી આવ્યા.

## ॥छप्पय॥

संवत शत उगनीश, साठ, मधु सप्तमी सुखकर,
मध्य निशा नर ईश, पेखि जयप्रद गुरु वासर;
कहत कवि नथुराम, मत्त म्रगपतिको मार्यो,
धरी अमर हिय हाम, भूरि भुविको भय टार्यो;
कोटि वरस उर हरस भर, अचल रहो अवनी परहिं,
आशिरवाद अनंतर्यो, उचरत जनमन मुद भरहिं. ।८७।

અર્થ—સંવત ૧૯૬૦ના ચૈત્ર શુદ સાતમને ગુરૂવારની બરાબર અર્ધ રાત્રી તે આપણે આપણા નૃપતીની જયરાત્રી જોઈ. કેમજે કવિ નથુરામ કહેછે કે તે શુભ તિથી સમયે વાંકાનેર તખ્તપતિ મહારાજા અમરસિંહજીએ હૃદયમાં પુરી હિમ્મતથી સિંહનો શિકાર કરી પૃથ્વીનો ભય ટાળ્યો. જેથી અનંત માણુસો હરખથી ઉભરાઇ અંતઃકરણ પૂર્વક આશીર્વાદ આપવા લાગ્યા કે એ દયાળુ સરદાર ક્રોડો વરસ સુધી આનંદની સાથે પૃથ્વી ઉપર અવીચળ રાજ્ય કરો.

# वर्ष गांठकी कविता.

## ॥ छप्पय ॥

संवत शत उन्नीश इकसठ हर्ष उपावन;
पोष मास सितपक्ष, महद मंगल मन भावन,
सुख दराज सरसात, आज एकादशि उत्तम;
दिव्य अमर दरसात, अमर पति तुल्य अनूपम,
भासतहे नथुराम यह, भव्य राजकुल भानको,
विजय वढावन जन्मदिन, महाराज मकवानको. ।८८।

અર્થ—હર્ષને ઉત્પન્ન કરનારી સંવત ૧૯૬૧ ની સાલમાં સર્વના મનને મહા મંગળ કરનાર પોષ માસના શુક્લ પક્ષમાં બહોળા સુખને વધારવા વાળી તિથિ એકાદશી આજ દિવસે અતી ઉત્તમ દેખાયછે. તથા રાજ્યસાહેબ અમરસિંહજી પણ જેને કોઇની ઉપમા આપી ન શકાય એવા દેવરાજા ઇંદ્ર સરખા તેજસ્વી દેખાય છે કવિ નથુરામ કહેછે કે આ સર્વ શોભા જોઇ મને એમ ભાસેછે કે રાજવંશીઓના સુરજ રૂપ ભાગ્યશાળી મકવાણા મહારાજનો વિજય વધારનાર આ જન્મ દિવસ છે.

## ॥ कवित ॥

जाके वापदादे जादे जोरकी जमावटसों,
सादे शस्त्र धारी दंड शत्रुनका दे गये;

लाठीके प्रहारनसों काठीको संहार करि,
वंकपुरी नाथ यश ले गये नये नये;
कवि नथुराम भानु वंशकी सुभव्य भाको,
छितिमें छटासों भूरि छिन छिन छवे गये;
वखत बुलंद ताके तखत विराजे आज,
अमर नरेन्द्र इन्द्र हूते अधिके भये. ॥ ८९ ॥

અર્થ—જેના બાપદાદાઓ વધારે જોરની જમાવટથી સ્હેજ સાદા નહીં જેવા હથીયારથી પણ દુશ્મનોને દંડ દઈ ગયા છે. અને લાકડીયોના માર મારી મારીને જેહ કાઠીયોનો સંહાર કરી વાંકાનેરના રાજાઓ નવો નવો યશ લઇ ગયા છે. અને નથુરામ કવિ કહેછે કે જે સૂર્યવંશની વીશાળ શોભાને આ પૃથ્વી ઉપર ઘણી છટાથી ક્ષણે ક્ષણે છવરાવી ગયા છે તેનાજ બુલંદ તખ્ત ઉપર બીરાજમાન થઇને આજ માહારાજા અમરસિંહજી ઇંદ્રથી પણ અધિક થયા છે.

## ॥ सवैया ॥

जानि विभाकर वंश विभूखन, हर्ष हिये परिपूरन पावत,
स्वच्छ सुकोमल कीरनसों, जियको उछरंग अभंग जतावत;
स्नेह सुधा स्रविकें नथुराम, सुचिन्ह सबें बलवंत बतावत,
साल गिरा अमरेशकी जानि, गुनी गुनगावत धाम वधावत.
॥ ९० ॥

અર્થ—વિભાકર (સૂર્ય) પોતાના વંશમાં ભૂષણુ રૂપ સમજી હૃદયમાં હર્ષ પામેછે. તથા સ્વચ્છ અને કોમળ કિરણો વાંકાનેર ઉપર પસારી પોતાના અંતઃકરણનો અભંગ આનંદ બતાવેછે. કવિ નથુરામ કહેછે કે બળવાન મહારાજા અમરસિંહજી પણ સ્નેહ રૂપી અમૃતથી વધંતા સર્વ પ્રકારે શુભ ચિન્હો બતાવે છે. અને તેમની સાલગિરા જાણી ગુણી લોકો ગુણ ગાયછે તથા પુર વધુઓ ઘણા હર્ષથી તેમને વધાવેછે.

## कवित.

सुखमद साल गिरा अमर नृपालकीये,
मांगलिक महीपें महोत्सवकी मातहे;
ठोर ठोर विजयके शोर चहूं ओर होत,
अंग अंग आज उछरंग अधिकातहे;
कवि नथुराम राजसाहेव विराजतहे,
वाजतहे वाद्य लखी मन ललचातहे;
वंकपुरी नाथ वड हाथ साथ स्नेहिनके,
सुर सह सुरपति वैसे सरसातहे. ॥९१॥

અર્થ—આજે આ સુખ આપનારી અમરસિંહજી મહારાજની સાલગિરા તે પૃથ્વી ઉપર ખરેખર સર્વ માંગલીક શુભ પ્રસંગોના મોટા ઓચ્છવની માતા છે. ઠેકાણે ઠેકાણે ચારેકોર આનંદ વધેછે. કવિ નથુરામ કહેછે કે તે વખતે વાજાં ગાજાં સાંભળી સર્વના મન લલચાય છે. અને મોટા હાથવાળા એ વાંકાનેરના નાથ અમરસિંહજી પોતાના સ્નેહીઓની સાથે જેમ દેવતાઓની સાથે ઇંદ્ર શોભે તેમ શોભેછે.

## ॥ छप्पय ॥

विजय वाद्यके घोष, जोसभर जवर जताओ,
खल दलकों करि खाख, हाक अरि हियमें छाओ;
प्रसरो पाइ प्रमोद, प्रवल शुभ यशको परिमल,
अमरसिंह नृप आप, रहो अवनीपर अविचल;
एसें अनंत उत्सव सदा, श्रीहरिदे आनंद सह,
नित्य नित्य नथुरामकी, सफल होहुं आशिप यह. ॥९२॥

અર્થ—હે મહારાજા અમરસિંહજી આપ આપના વિજય વાજાના અવાજ જોસભેર પ્રગટ કરો. ખળ પુરૂષોના કટકને ખાખ કરી વેરીઓના હૃદયમાં હાકલની છાપ છાપો. હમેશાં આપ વિશેષ આનંદ પામો અને આપના અત્યંત બળીવાળા સારા યશનો સુગંધી પરિમળ પ્રસરાવી અવની ઉપર અવિચળ રહો. વળી આવા અનંત ઓચ્છવ આનંદ સાથે ઇશ્વર આપને આપે એવી નથુરામ કવિની હર હમેશાની શુભ આશીષ છે તે શ્રી હરિ સદા સફળ કરો.

---

# श्री मांडाको विवाह प्रसंग.

## ॥ कवित ॥

संवत उनीश सत इकसठके अनूप,
उत्तम अषाढ मास षष्टी तिथि शुक्लपक्ष;

कवि नथुराम काम रूप नेक नामवर,
महद महीपनमें दीपत महान दक्ष;
जाकी राजरीत अरू परम पुनीत नीत,
सुजन सराहत हे सब जगकी समक्ष;
वक्रपुर शक्र आज व्याहत विनोद भर,
भूप अमरेश कवि कोविदको कल्प वृक्ष. ॥९३॥

અર્થ—સંવત ૧૯૬૧ની અનૂપમ સાલમાં ઉત્તમ આષાઢ મહીનાની શુદ ૬ ને દીવસે કવિ નથુરામ કહેછે કે સ્વરૂપમાં કામદેવના સરખા જે આપણા નેક નામવર મહારાજ (અમરસિંહજી) મોટા મોટા રાજાઓના મેળાવડામાં બહુ ચાલાકીથી શોભેછે. જેની રાજ્ય રીત અને પરમ પવિત્ર નીતિના આખી જગતની સમક્ષ સજ્જન પુરૂષો વખાણ કરેછે. અને કહેછે કે વાંકાનેરના ઇંદ્ર અમરસિંહજી મહારાજા આજે પુર્ણ આનંદભર કવિ પંડિતોના કલ્પવૃક્ષ થઇને પરણેછે.

## ॥ कवित ॥

छितिपें छलयोहे आज उदधि अनंद कोसु,
कैधो अट्टहास भयो उदय उमेशको;
कवि नथुराम जन्म दिनहे जयन्तकोकि,
राज्य अभिषेक कैधो सुभग सुरेशको;
हरन कलेशको हमेश हरि जन्म कैधो,

सुखद समागमहे उत्सव अशेषको;
सुंदर सुजान मकवान कुलभानकोकि,
लग्न दिन राजे आज राज अमरेशको. ॥ ९४ ॥

અર્થ—આજે પૃથ્વી ઉપર આનંદનો સમુદ્ર છલકાઇ ગયો છે કે ઉમયાપતિ શંકરનું હસવું પ્રગટ થયું છે. નથુરામ કવિ કહેછે કે આ તે શું ઇંદ્રના પુત્ર જયન્તનો જન્મ દિવસ છે કે સારા ભાગ્યવાળા ઇંદ્રનો પોતાનો રાજ્યાભિષેક છે કે કલેશ કાપવાવાળો શ્રીકૃષ્ણ પ્રભુનો જન્મ દિવસછે કે જેની કાંઇ સીમા નહીં એવું સુખ આપનાર મેળાવડો છે કે મનોહર મુખવાળા ચતુર મકવાણા કુળના સુર્યરૂપ અમરસિંહજી મહારાજનો લગ્ન દિવસ છે.

## ॥ कवित ॥

पारसको पाय जैसें रंकजन राजी होत,
जैसें हर्ष होत मिले नैन अंध नरकों;
कवि नथुराम हद हर्षकी रहैन जैसें,
जोपैं भगवंत आय भेटे भक्त वरकों;
श्यामनी सुलक्षणा मिलेतें मनमोद महा,
वढत सुभागीनर सुंदर सुघरकों;
जाहिर जहान मध्य वरनो कहांलो वैसें,
अमर महीपके विवाह अवसरकों. ॥ ९५ ॥

અર્થ—પારસમણી મળવાથી જેમ કોઇ રાંક માણસ રાજીથાય. જેમ જન્મ આંધળાને આંખે દેખતા થવાથી હર્ષ થાય કવિ નથુરામ કહેછે કે વળી જેમ પરમેશ્વરના શ્રેષ્ટ ભકતને પ્રભુ આવીને મળે અને હર્ષની હદ નથી રહેતી, જેમ કોઇ સારા લક્ષણ વાળી ચતુર સ્ત્રી મળ-વાથી ભાગ્યશાળી અને સુંદર સુઘડ પુરૂષને મનમાં મહા મોદ થાયછે. તેવો મહારાજા અમરસિંહજીના વિવાહના શુભ અવસરમાં આનંદ થયો. તેનાં હું જાહેર દુનીયાંમાં કેટલાંક વખાણ કરૂં.

## ॥ कवित ॥

उत्तम अषाढकी सुदीव्य द्वितीयाके दीन,
परम प्रमोद मय करत पयान युत;
कवि नथुराम अमरेशकी बरात इत,
पावस प्रबल स्वारी साजत सयान उत;
वाजत नगारे वडे गाढ नाद वारे इत,
गाजतहे कारेघन नीरके निधान उत;
बन्दी जन बोले इत बिरद बहोत विधि,
उतहे पपीहनके रसिक महान रुत. ॥ ९६ ॥

અર્થ—જ્યારે આપણું બેસતું વર્ષ કહેવાય છે, એવી પવિત્ર આષાઢી બીજની શુભ તિથીને દિવસે પરમ આનંદ સહિત સર્વ સ્નેહી સાથે (મેઘરાજા અને મહારાજા રાજસાહેબ) બન્ને પ્રયાણ કરવા લાગ્યા. નથુરામ કવિ કહેછે કે આંહીથી મ્હારાજા અમરસિંહજીની બરાત

સીધાવી તો ત્યાં આકાશમાંથી મહા બળવાન મેઘરાજાની સ્વારી ચડવા લાગી. આંહીથી ઘોર ગંભીર સૂરવાળાં નગારાં નિશાન વાગવા લાગ્યાં તો નભમંડળમાંથી પાણીથી ભરેલાં કાળાં વાદળાંઓ ગાજવા લાગ્યાં. આંહી બન્દીજન બીરદાવળી બોલવા લાગ્યા તો ત્યાં સાગે પ્રેમના પ્યાસા પપીહાઓ પીયુ પીયુ ઉચ્ચાર કરવા લાગ્યા.

## ॥ कवित ॥

इत छरिदार वार वार ज्यौं पुकारत त्यौं,
कलित कलापी उत करत कलोलेहे;
कवि नथुराम इत कलरव कामनीके,
झिल्ली झनकार उत अमित अमोलेहे;
जाचक अजाचक वनेहै इत दानपाय,
उत गन दादुरके दान विच डोलेहै;
अवधि वरात अमरेषकी वनीहे इत,
उत वरषाकी सव विधि समतोलेहे. ॥ ९७ ॥

અર્થ—આંહી છડીદારો વાર વાર નકી પોકારવા લાગ્યા, તો ત્યાં સુંદર મોરલા ટહુકાથી કિલોલ કરવા લાગ્યા. નથુરામ કવિ કહેછે કે આંહી નવીન સુંદરીઓ મીઠા સ્વરથી મંગળ ગીત ગાવા લાગી તો તે તરફથી ઝીલ્લી (તમરાં) વીવીધ સુરથી ગાન કરવા લાગ્યાં. આંહી જાચક (ગરીબ) લોકો દાન પામી પામીને અજાચક (ગૃહસ્થ) થવા લાગ્યાં. તો તે તરફથી દેડકાંઓના ટોળે ટોળાં પાણીમાં પડી ડોલવા લાગ્યાં. એવી

રીતે આંહીથી મહારાજા અમરસિંહજીની બરાત તૈયાર થઇ તો તેજ પ્રમાણે સામી આકાશમાં ઇંદ્રરાજ તરફથી મેઘરાજની તૈયારી બરાબર સરખી થઇ.

## ॥कवित॥

मोर और दादुर पपीहनके शोर करि,
छायोपट दीर्घ चहु और दिश चारेको;
कवि नथुराम अब इंद्रके अनुग्रहसों,
छायो हे सवायो श्रेय जैसें जग सारेको;
छायो जल धारसों अपार महि मंडलओ,
जोर नभ मंडलपें छायो घन कारेको;
एसे अमरेशकी बरात सों दराज आज,
मंडप अखंड छायो मांडागढ वारेको. ॥ ९८ ॥

અર્થ—મોર દાદુર અને પપીહાંઓના શબ્દો વડે ચારે તરફ લાંબી દીશાઓના છેડાઓ છવાઇ ગયા. નથુરામ કવિ કહેછે કે ઇંદ્રના અનુગ્રહ વડે સવાયાશ્રેયથી જગત છવાઇ રહ્યું. જળની ધારાઓથી મહીમંડળ છવાઇ રહ્યું. અને જેમ આકાશ મંડળ કાળા ઘનથી છવાઇ રહ્યું તેમ મહારાજા રાજસાહેબ શ્રી અમરસિંહજીની બરાતથી માંડાગઢના મહારાજા રામપ્રતાપસિંહજીનો મંડપ છવાઇ રહ્યો છે.

## ॥ कवित ॥

मझजन पादपकों करन सु पल्लवित,
दिव्य दान धारा धरि हिय हरखनकों;
कवि नथुराम हाम धरिके हजारों कोश,
पंडित पपीहनके गुन परखनकों;
नरपति मंडलमें नित्य सबहींसों श्रेष्ठ,
रसिक रसातलपें किरती रखनको;
पश्चिमसों आज अमरेश घनराज चढ्यो,
पूरब दिशापें जलधार बरखनकों. ॥ ९९ ॥

અર્થ—ચતુર પુરૂષો રૂપી વૃક્ષોને ખીલાવવા દીવ્ય દાનરૂપી જળ ધાર ધારણ કરી હૃદયમાં હરખ પામવા માટે નથુરામ કવિ કહેછે કે હીમ્મતથી હજારો કોસ પહોંચી સાંના કવિ પંડિતો રૂપી પપીહાના ગુણની પરીક્ષા કરવા માટે અને રાજાઓની સભામાં હમેશાં સર્વ કરતાં શ્રેષ્ઠ થઇને પૃથ્વી ઉપર પોતાની રસિક કિરતી કાયમ રાખવા આજ પશ્ચિમ દિશામાંથી મહારાજા અમરસિંહ રૂપી મેઘરાજા પૂર્વ દિશા ઉપર વરસવા માટે પુર જોસથી ચડ્યા છે.

## ॥ कवित ॥

रमा राज्य मंदिरमें विविध विहार करो,
गोकुलमें कामधेनुं चिन्ता मनि धनमें;
कवि नथुराम गृह वाटिकामें कल्पवृक्ष,
वानी आय वसो तेरे विमल वदनमें;
दया दोउ नेनमें निवास करो रेनदिन,
दान सुख देन कर शुभ्र जस जनमें;
कान्त कमलाको नित आयके निवास करो,
नृप मकवान अमरेश तेरे मनमें. ॥ १०० ॥

અર્થ—હે મકવાણા કુળ મહીપ મહારાજા અમરસિંહજી આપના રાજ્ય મંદિરમાં લક્ષ્મી વિવિધ પ્રકારના વિહાર કરો. ગાયોના કુળમાં કામધેનું ગાય આવી રહો. ખજાનામાં ચિન્તામણિ નામનો મણી આવો. કવિ નથુરામ કહેછે કે બાગ બગીચાઓમાં કલ્પવૃક્ષનો વાસો થાઓ. દયા રાત્ર દિવસ આપની આંખમાં રહો. આપના બન્ને ઉત્તમ હાથમાં દાન તથા જગતનો જશ અહોનિશ નિવાસ કરો. તથા લક્ષ્મીના પતિ એવા શ્રી પ્રભુ તે આપના મનમાં નિત્ય પ્રતિ નિવાસ કરો એવી મારી શુભ આશીષ છે.

## ॥ कवित ॥

वेरिनके वास नित्य करीके उदास आप,
सुरमें सुहावो श्रेष्ट संतत सुकेहसों;

कवि नथुराम काम पूरि कवि पंडीतके,
आशीष अनंत पाओ आनंद अछेहसों;
वक्रपुर नाथ साथ दंपती सुसंपतीसों,
वासवसें वैभवलो दुने यह देहसों;
राज शिरताज महाराज अमरेश एसें,
सुखमें विताओ शत शरद सनेहसों. ॥ १०१ ॥

**અર્થ**—શત્રુઓના નિવાસ સ્થાનોને ઉદાસ કરી આપ શુરવીર પુરૂષોની સાથે નીત્ય સુલેહથી શોભા પામો. નથુરામ કવિ કહેછે કે કવિ પંડિતોની મનકામના પુરણ કરી આનંદ ઉત્સાહથી અનંત આશીષ પામો. વાંકાનેરના ધણી સારી સંપત્તીથી આપ દંપતી ઇંદ્રથી પણ બમણો વૈભવ અંગે ભોગવો. મહારાજા !અમરસિંહજી આપ તમામ રાજાઓના શીરતાજ થઇને સંપુર્ણું સ્નેહથી સો શરદ રૂતુ એવી રીતે સુખમાં વિતાવો.

---

# कवि केशवलाल श्यामजी ब्रह्मभाट

## जामनगर.

### ॥ कवित ॥

कुंकुमकी पत्रिका पठाइ देश पूरवसें,
आ गइ बधाइ शुभ लग्नके समयकी;

सुनी सवहीके उर आनंद अपार भयो,
जहां देखो तहां होत वानी जय जयकी;
वंकपुर नृपकी वरात जात व्याहनको,
इच्छत दराज सबें आयुष्य उभयकी;
केशव कहांलौ में वखानो वात भ्रात यह,
भूप अमरेश जूके नय ओ विनयकी. ॥ १०२ ॥

અર્થ—શુભ લગ્ન સમયની વધામણી આપનારી કુમકુમ પત્રિકા પુરવ દેશમાંથી મોકલી તે આવી ગઇ છે એવું સાંભળીને જ્યાં જુઓ ત્યાં જય જયની વાણી અને સર્વ કોઇના અંતરમાં અપાર આનંદ થાયછે. વાંકાનેરના નૃપતીની પરણુવાને માટે બરાત જાયછે. તેથી બધા માણસો વર કન્યા બંનેની લાંબી આયુષ્યને ઇચ્છેછે. તે પ્રસંગે ભૂપ અમરસિંહજીની નીતિ રિતી તથા વિનયનાં કેશવલાલ કવિ કહેછે કે હું શું વખાણ કરૂં.

## कवित.

धर्म प्रतिपाल मकवान महिपाल जैसो,
केशव अवर कोउ नांहीं नर नाहमें;
स्नेहीके समाजमें अवाज होत मंगलके,
रहत रसिक राज अमित उछाहमें;
वन्दी जन वार बार विरद उचारतहे,

रसमय गावे गीत रामाराह राहमें;
विबुधके वृन्द सब बदत सुवाह वाह,
नवल नरेश अमरेशके विवाहमें. ॥ १०३ ॥

અર્થ—ધર્મનું પ્રતિપાલન કરવામાં તો મકવાણા મહારાજ જેવા કેશવ કવિ કહેછે કે રાજાઓમાં બીજો કોઇ નથી. એવું જાણીને સ્નેહીઓના સમાજમાં મંગળ શબ્દના ઉચ્ચાર થવા લાગ્યા. અને રસિક રાજસાહેબ પણ ઘણુાજ ઉત્સાહમાં રહેવા લાગ્યા. ભાટ ચારણો વગેરે બન્દી લોકો વખાણ કરેછે. તથા સ્ત્રીઓ રસ્તા રસ્તા ઉપર રસમય ગીત ગાયછે. તેમજ વિદ્વાન પુરૂષોના સમાજ પણ સુજાન મહારાજ અમરસિંહજીના વિવાહમાં વાહ વાહનોના ઉચ્ચાર કરી રહ્યા છે.

## ॥ कवित्त ॥

धवल धराको तल कीन्हो तुव कीरतने,
सुरतीने मोहित कियोहे जग सारेकों;
तेरी भगतिने किये तुष्ट भगवंत जूकों,
मुदित सुकर्मने कियेहें भतिवारेकों;
केशव कहत तेरी अमित उदारताने,
आनंदित कीन्हे आज वरन अठारेकों;
सब मुख गावे तउ पार नहीं पावे शेष,
भूप अमरेस तेरे गुन गन सारेकों. ॥ १०४ ॥

અર્થ—તમારી કિરતીએ તમામ પૃથ્વી તળને ઉજવળ કરેલ છે. મુરતીએ આખા જગતને મોહીત કીધું છે તમારી ભક્તિએ પરમેશ્વરને પ્રસન્ન કર્યા છે. સારાં કર્મોએ બુદ્ધિવાળા માણસોને ખુશી કર્યા છે. કેશવ કવિ કહેછે કે તમારી અપાર ઉદારતાએ અઢારે વર્ણને આનંદિત કર્યા છે. તેમજ અમરસિંહજી ભૂપ તમારા સદ્‌ગુણ તો શેષનાગ હજારે મુખેથી વર્ણન કરી ગાય તોપણ પાર પામે નહીં.

## ॥ सवैया ॥

संततजो सुरके पुरसी सब भाति सदा सुखमा सोंसनीहे,
केशवजो कवि कोविदने वहुवेर अनंत विधि बरनीहे;
सुंदर हे नृप मंदिर त्यों महिपाल जहां मकवान मनीहे,
श्री अमरेश पुरंदरसो अब वंकपुरी निरशंक वनीहे.।१०५।

અર્થ—નિરંતર જેને સુરપુરી જેવી સર્વ પ્રકારે સદા સુખમાં સિદ્ધિથી ભેળાઇ રહી છે. અને કેશવલાલ કવિ કહેછે કે જેને સારા કવિ પંડીતોએ બહુ બહુ વાર વખાણી છે. એવી રાજ્યધાની શ્રી વાંકાનેર આજ નિરશંક તેવી સુંદર બની રહી છે. તેમજ મકવાણા કુળમાં મણી રૂપ મહારાજા અમરસિંહજી પણ પોતાના સુંદર રાજ્ય મહેલો સહીત ઇંદ્ર સરખા શોભા પામેછે.

# कवि अंबाशंकर हरीशंकर याज्ञीक वांकानेर तावे वाळासण.

## ॥ कवित ॥

मंगल मुदित महा ठोर ठोर चारों ओर,
उदित अनंत प्रेम सज्जन समाजको;
पाय अष्ट सिद्धि नव निधि मान मोद भर,
डोलत समग्र स्नेही लैके सुख साजको;
संवत सुशोभित उनीस सत षट भूमी,
उत्तम अषाढ देत आनंद दराजको;
परम पवित्र "अंब" अवध बनीहे शोभा,
लगन ललित भो अमर महाराजको. ॥ १०६ ॥

અર્થ—ચારે દિશામાં ઠેકાણે ઠેકાણે મુદ મંગળ તથા સજ્જનના સમાજમાં અતીશે પ્રેમનો ઉદય થઇ રહ્યો છે. અને સમગ્ર સ્નેહીમંડળ જાણે કે અષ્ટસિદ્ધિ નવનિધી પામીને ખુશી થાતાં હોય તેમ સુખસાજ લઇને આમતેમ આનંદમાં ડોલતા ફરેછે. ૧૯૬૧ ના શોભીતા સંવતનો ઉત્તમ આષાઢ માસ મ્હોટો આનંદ આપેછે. કવિ અંબ (અંબાશંકર) કહેછે કે મહારાજા અમરસિંહજીનાં લલિત લગન થયાં તેમાં પરમ પવિત્ર અયોધ્યા પુરી જેવી (વાંકાનેરમાં) શોભાની તો અવધી બની રહી.

## ॥ कवित ॥

चमक विचित्र चित्र रंग भरी रोशनीकी,<br>
पुरीके प्रमोद हद हिये हरसावती;<br>
सज्जन समग्र खडे वानक वनाइ वेष,<br>
हसिके हवेली दिव्य द्युती दरसावती;<br>
परम हुलास होत देख मकवान मुख,<br>
अजव अनोठी "अंव" उक्ती यह आवती;<br>
अमर नरेश सोतो येही अमरेश अरु,<br>
वक्रपुरी आभासे वनीहे अमरावती. ॥ १०७ ॥

અર્થ—ચટકીલા રંગપુરીને બનાવેલ વિચિત્ર ચિત્રો ઉપર રોશની કરેલીછે તેની શોભાની ચમક જોઇને હૃદય અનહદ હર્ષથી ઉભરાય છે. શેહેરના સર્વ સજ્જનો પણ બાનકદાર પોશાક પેહેરી રાજદરબારમાં આવી ઉભાછે તેથી જાણે હવેલીઓ હસીને સામી આવતી હોય નહીં ? તેવી શોભા દેખાય છે તે વખતે મકવાણા મહારાજા (અમરસિંહજી)નું મુખ જોઇને પણ પરમ હુલ્લાસ પ્રગટે છે, અને તે જોઇને કવિ "અંબ" કહેછે કે નવાઇ જેવી અપૂર્વ ઉક્તિઓ અંતરમાં ઉત્પન્ન થઇ કે જે અમરેશ (દેવતાઓના રાજા) કહેવાય છે તે આ (મહારાજા અમરસિંહજી) પોતેજ હશે. અને વાંકાનેર શેહેર પણ શોભાથી આબેહુબ ઇંદ્રપુરી સરખું થઇ ગયું છે.

## ॥ कवित ॥

प्रबल प्रचंड भुज दंडको प्रताप छाय,
हितुको हसाय हियो अरिको हने रहो;
अमित उछाह वर व्याहसो विशेष पाओ,
सुभग सनेही पाय सुखमें सने रहो;
आयुष अनंत पाओ सुजश जमाओ सद्य,
सुकवि समाज जश भनित भने रहो;
अभिनव आप "अंब" अमर विलास पाय,
"अमर विलास हूमें अमर बने रहो. ॥ १०८ ॥

અર્થ—આપ આપના મહાન બળવાળા પ્રચંડ તેજસ્વી ભુજ-દંડનો પ્રતાપ છવરાવો. હેતુઓનાં હૈયાં હસાવા શત્રુઓનો સંહાર કરતા રહો. આવાને આવા ઘણાજ ઉત્સાહવાળા વિવાહ જેવા શુભ પ્રસંગો વિશેષ પામીને ભાગ્યશાળી ઇષ્ટ મિત્રો સહીત સુખમાં ખોળાએલા રહો. સત્વર સુજશ જમાવો અને સારા સારા કવિઓના સમાજ આપની કિરતીની કવિતાઓ કહેતા રહો વળી "અંબ" કવિ કહેછે કે ઇંદ્ર સરખા નવા નવા વૈભવ વિલાસ પામીને ખાસ બનાવેલા આપના "અમર વિલાસ" (એજ આપનો રાજ્ય મહેલ છે તે)માં બનેસિંહજીના પુત્ર મહારાજા અમરસિંહજી અમર બિરાજી રહો. એ મારો શુભ આશીર્વાદ છે.

## कवि सतिपरसाद हिंदुस्तानी पूर्व-विंध्याचल वासी.

साजी है वरात महाराज श्री अमरसिंह,
वाजीनकी राजी पग मग ना धरतहे;
गाजत गयंद केते कलित अमारिनसों,
स्यंदन समूह भान जान निदरतहे;
"सती परसाद" पत्ति पैदल वखाने कोन,
कोटिन निशान नाना भाति फहरतहे;
धौसन धुकारन अकाश घहरात बात,
आपनी पराइ श्रौन सुनीना परतहै. ॥ १०९ ॥

અર્થ—મહારાજા શ્રી અમરસિંહજીની બરાત સંપુર્ણ સાજથી તૈયાર થઇ છે તેમાં હારબંધ ચાલતા ઘોડાઓ તો ધરતી ઉપર પગ ધરતા નથી અને જાણે સૂર્ય ઉગતો હોય અને તેના તેજ પ્રતાપથી જેમ રાત્રી નાસવા લાગે તેમ રથના ચક્રના ઝણુાર અને ચમકથી ડરીને સુંદર શૃંગાર ધરાવેલા શ્યામ વરણના હાથીઓ ગર્જના કરતા કુદતા મસ્તી કરેછે. "સતીપ્રસાદ" કવિ કહેછે કે કેટલું એક પાયદળ હાથમાં ધનુષ્યબાણુ ધારણુ કરેલ તથા કેટલું એક રંગબેરંગી ફૂરકતા નિશાનવાળું એવું ઘણુંક લશ્કર છે તેના વખાણુ કોણુ કરી શકે? પડધમ વિગેરે વિવિધ પ્રકારના વાજીંત્રોના અવાજ તો ઠેઠ આકાશ સુધી ઘોર કરી એવા તો ગાજેછે કે જેથી પારકી કે પોતાની કોઇની કાન પડી વાત સંભળાતી નથી.

## ॥ कवित ॥

साजत वरात रात दिनसी दिखान लगी,
भानके समान भइ रोशनी सुराहमें;
वाजत नगारे हिय हारे शत्रु सारे सुने,
गोनसो खलल परे पोनके मवाहमे;
सुपमा निहारी ग्रामवासी नरनारी काम,
धामको विसारी भुले आनंद उछाहमें;
वरनी नजाती क्यौंहू करनी कविंदनसो,
कीनीजो अमरसिंह मांडाके विवाहमें. ॥११०॥

અર્થ—બરાત જ્યારે સાજી ત્યારે રસ્તાએ રસ્તા ઉપર એટલી બધી તો રોશની કરવામાં આવી કે સૂર્ય સરખી કાંતિ પ્રગટી, અને રાત્રી દીવસ જેવી દેખાવા લાગી. તે વખતે જે નોબત વાગતી હતી તેના પડછંદા પવનની સાથે ફેલાઇ શત્રુઓના હૈયામાં ચોટવા માંડ્યા, તેથી દુશ્મનો તમામના ગાત્ર ઢીલા થઇ પડ્યા તથા ચાલવાની શક્તિમાં છેક નરમ થઇ હીમ્મત હારી ગયા, પુરવાસી લોકો તો એ વખતની શોભા જોઇને પોતાના ઘરબાર કે કામકાજની શુદ્ધિ સઘળું ભુલી હરખ ઘેલાં થઇ ગયાં. એવો ઉત્તમ ઠાઠમાઠ મહારાજા અમરસિંહજીએ માંડાના વિવાહમાં કર્યો. તેના કવિઓ શીરીતે વખાણ કરી શકે.

## ॥ कवित ॥

आवत वरात जानि लेन अगवान चले,
सादर समोद साजि सैन शुभ रंगमें;
वाजत नगारे वेस चाले चोपदारे पेश,
विरद उचारे वंदी प्रभूके प्रसंगमें;
सति परसाद दोउ राजको समाज सिंधु,
उमगि मिलेहै मनो आनंद तरंगमें;
वहुरि पधारे पंथ पांवडे पसारे पुर,
परम निहारे जुरे द्वारे सव संगमें. ॥ १११ ॥

અર્થ—બરાત આવતી જાણીને રાજ્યના આગેવાનો માનની સાથે સામૈયું કરવાને માટે વિવિધ રંગથી સેન સાજીને ચાલ્યા, નગારાંઓ વાગવા લાગ્યાં, ચોપદાર છડી બોલવા લાગ્યા, બારોટ લોકો બિરદાવળી કહેવા લાગ્યા "સતિપ્રસાદ' કવિ કહેછે કે, એમ બન્ને રાજાઓના સમાજ સામસામે જ્યાં ભેગો થયો ત્યાં જાણે આનંદ તરંગથી દોડીદોડીને બે સમુદ્ર કેમ મળતા હોય નહીં ! વિશેપમાં વળી તે શોભા જોવાને પુરવાસી લોકો તો પગેપાળા ચાલીચાલીને આવ્યા હતા અને કેટલાક પોતાના ઘરના બારણાઓમાં ભીડ મચાવી ઉભા રહ્યા.

## ॥ कवित ॥

लागीहे वरात द्वार कैके कुलाचार सवै,
दीनी जनवास जहां सकल सुपासहे;

विछेहै विछोना वेस बादलोके चारौं ओर,
चांदनी तनीज्यों चंद्र चंद्रिका प्रकासहै;
सति परसाद नटी नाचती नविन गति,
वाजत विविध वाजै वर्धक विलास है;
जुगुल महीपनको सुखमा समाज देखि,
होत नर नारिनके हियमें हुलासहै. ॥ ११२ ॥

અર્થ—જ્યારે બરાત રાજ્ય મહેલના આંગણામાં આવી પહોંચી ત્યારે પોતપોતાના કુળાચાર પ્રમાણે બેઉ તરફથી ગાણા ગાઇ પાસેજ સુંદર જાનીવાસો આપ્યો, ત્યાં બાદલાંથી ભરેલ જાજમો બીછાવામાં આવી હતી તથા જેમ ચાંદની રાત્રી ખીલે તેવી ચંદનીઓ ઉપર બાંધી હતી સતીપ્રસાદ કવિ કહેછે કે નવિન ગતીથી નાયકાઓ નાચ કરવા લાગી તથા વિલાસને વધારનાર નાના પ્રકારના વાજીંત્રો વાગવા લાગ્યાં. જેમાં બન્ને (માંડવગઢ તથા વાંકાનેરના) મહારાજાઓને સુખ આનંદમાં જોઇને સ્ત્રી પુરૂષો તમામને હૃદયમાં હુલાસ થયો.

## ॥ सवैया ॥

मंजुल मौर मनोहर माथपै मोतिनकी सेहराशुचि सोहै,
पीत पोसाक लसैकर कंकन जाही लखै मुनिहू मनमोहै;
भूषन भूरि सति परसाद सराहिसकै जगमें कवि कोहै,
राजकुमार वनोवनरा अभिराम किधौं तन काम धरोहै.
॥ ११३ ॥

અર્થ—ઉજ્વળ મનોહર તૂરા તથા સફેત મોતીના સેરા મસ્તક ઉપર શોભેછે, પીળા વાઘા, અને હાથમાં સુવર્ણનાં કડાંઓ પેહેર્યાં છે કે જેને જોઇને મુની લોકોના મન પણ મોહ પામવા લાગ્યાં, "સતિપ્રસાદ" કવિ કહેછે કે આભૂષણ તો એટલાં બધાં પહેર્યાં છે કે તેનાં કોઇ કવિ પુરાં વખાણ ન કરી શકે અને કહેકે આતે શું ? વાંકાનેરના મહારાજા રાજસાહેબ બનરા (વર) બન્યા છે કે કામદેવેં પોતે શરીર ધારણ કર્યું છે એ સમજી શકાતું નથી.

## ॥ सवैया ॥

सुंदरता सिगरे जगकी जनुसंचि विरंचि कियो इकठोरी,
आपनी कारिगरी दिखरावन हेतु मनोहर रूप रचोरी;
तापैं सती परसाद सखी सब व्याहको साज सजाय दियोरी,
सैल सुता किधौं सिंधु सुता बनरी बनी राम प्रताप किसोरी.
॥ ११४ ॥

અર્થ—જાણે બ્રહ્માએ આખા જગતની સુંદરતા લઇને એક ઠેકાણેજ ભેગી કરી હોય અને પોતાની ઉત્તમ કારીગરી બતાવવાને માટેજ આ મનહર સ્વરૂપ રચ્યું હોય તેટલુંજ નહીં પણ વળી સતી પ્રસાદ કવિ કહેછે કે એક તો સુંદર સ્વરૂપ અને તેને વળી સખીયોએ બધા વિવાહના શૃંગાર સજાવ્યા. તેથી જાણે કે શું ? આતે શૈલ સુતા ઉમયાજી છે કે આતે શું ? સમુદ્રની પુત્રી લક્ષ્મીજી છે કે આતે મહારાજા શ્રી રામપ્રતાપસિંહજી પુત્રી બનરી (કન્યા) પદ્મરાજકુંવરી છે. એ કળી શકાતું નથી.

## ॥ कवित ॥

मंडप मनोहर महान मंजु मोहै मन,
मंगलकी द्रव्य ठौर ठौर धरी न्यारीहै;
मोतिनकी झालरे झपकी रही चारौ ओर,
विद्रुमके खंभ देव प्रतिमा संवारीहै;
सतिपरसाद चारु चौके गज मुक्तनके,
कंचन कलस मणि दीपकी उजारीहै;
तोरण पताके वंध पन्ने पोखराजनके,
रचना विलोकीके विरंची वुद्धि हारीहै. ॥११८॥

હવે આ કવિતામાં કવિ મંડપનું વર્ણન કરેછે.

અર્થ—મનને મોહ પમાડે એવો મનોહર અને વિશાળ મંડપ રોપ્યો છે તેમાં ઠેકાણે ઠેકાણે મંગળ સાહીત્યો મુકી રાખ્યાં છે. મોતીની ઝાલરો ચારે તરફ ઝળકે છે અને પરવાળાંનાં સ્થંભમાં દેવતાઓની પ્રતિમાંઓ કોતરેલી છે. સતિપ્રસાદ કવિ કહેછે કે, મોતીઓના ચોક પૂર્યા છે તેમાં સોનાના કળશ ઉપર મણીઓ મુકયાં છે તે દીવાની પેઠે પ્રકાશ કરી રહ્યાછે. ધ્વજા પતાકા અને તોરણોગાં પન્ના પોખરાજની રચના જોઇને બ્રહ્મા પણ બુદ્ધિ હારી જાયછે.

## ॥ कवित ॥

वैठे वेद विप्र वेप धैधै चारु चारौ ओर,
वेदही विवाह वेद विधिसो करायोहै;

बंदी कहै पुराण सबै बिरद बखाने बेश,
लीवे हेतु पूजन मगट देव आयोहै;
सतिपरसाद सुमनसन बधुटी बैठी,
नारिनमें मंगल सरस राग गायोहै;
व्योमसों विमाननपैं बिबुध विलोकि दीह,
दुदुंभी वजायके सुमन वरसायोहे. ॥ ११६ ॥

અર્થ—જાણે ચારવેદ પોતે વિપ્ર વેષ ધારણ કરી આવીને શુદ્ધ વેદના મંત્રોથી વિધિ સહીત શુભ લગ્ન પ્રસંગ હસ્ત મળાપ કરાવતા હોય નહીં? સુત પુરાણી વિગેરે બન્દીઓ જાણે હાલ આવી ગુણગાયા કરતા હોય નહીં? તથા દેવતાઓ જાણે પ્રગટરૂપ ધારણ કરીને પૂજન સ્વીકારવાને માટે આવ્યા હોય નહીં. અને સતિપ્રસાદ કવિ કહેછે કે દેવતાની સ્ત્રીઓ જાણે શહેરની અને રાજ્યની સ્ત્રીઓ સાથે મળી જઇને રસભરેલ મંગળગીત ગાતી હોય નહીં? આ ઉત્તમ શોભા જોવા જાણે દેવતાઓ વેમાન સાજી દુંદુભી બજાવતા આવ્યા તે જાણે ખુશી થઇને પુષ્પ વૃષ્ટી કરતા હોય નહીં? એવું જણાવા લાગ્યું.

## ॥ कवित्त ॥

कैके लोक वेद रीति पूजि द्विज देवनको,
दुहूं ओर नेगिनके नेगकों चुकाइकै;
जैसें हिमवान पारवतीकों महेसै दइ,
विश्नुको दइज्यौं सिंधु श्रीको हरषाइके;

सतिपरसाद कहैं रामपरतापसिंह,
तैसेंही समर्पी सुता सादर सजाइकै;
धोय पद पंकज पराग अनुराग भरे,
विधिं हरि हरके समान मन लाइके. ॥ ११७ ॥

અર્થ—તે પરણુવાને મંગળ સમયે કાંઇક લોક અને વેદની રીતી પુરણુ કરી બ્રાહ્મણો અને દેવતાઓની પુજા કરી બન્ને તરફથી નેગી લોકોના નેગ ચુકવવામાં આવ્યા. જેમ હીમાચળે પારવતીજી શંકરને તથા જેમ સમુદ્રે લક્ષ્મીજી વિશ્નુ ભગવાનને આપ્યાં સતીપ્રસાદ કવિ કહેછે કે એવી રીતે મહારાજા રામપ્રતાપસિંહજીએ પોતાની પુત્રી (પદ્મરાજકુંવરી)ને મંગળ સાજ સાજી માન સહીત વાંકાનેરના પતિ અમરસિંહજીને અર્પણુ કર્યાં અને પછી બ્રહ્મા, વિશ્નુ, અને શંકર ત્રણે દેવતાઓ સમાન વર (મહારાજા રાજસાહેબ) ઉપર શ્રધ્ધા લાવી તેમના પગ ધોઇને જળપાન કર્યું.

---

## बिजापुर वासी कवि बृजलाल.

### ॥ दोहा ॥

आज सभा अमरेशकुं, आज अमर नृप ब्याह,
आजघडी आनंदकी, आज अमीत उच्छाह. ॥११८॥

અર્થ—આજે મહારાજા અમરસિંહજીની ઇંદ્રના જેવી સભા, તેમ આજે મહારાજા રાજસાહેબનો માંગલીક વિવાહ તથા આજની આનંદની ઘડી આજ અમને ઘણોજ ઉત્સાહ આપેછે.

अमर रहो वर दुलहनि, अमर तखत महिपाल,
अमर पति तवलग तुंहि, अमर वचन बृजलाल. ॥११९॥

અર્થ—વરકન્યા અમર રહો, મહિપાલ અમરસિંહજીની રાજ્ય-ગાદી જ્યાંસુધી અમર પતિ ઈંદ્ર રહે ત્યાંસુધી અમર રહો એવો વ્રજલાલ કવિનો આશીરવાદ છે.

## ॥ कवित ॥

सागर सुधीको नंद बनेसिंह जूको वीर,
सिंधुर अरिको हर सोहे वल सेरको;
ओज अति रुपको मनोज रुप ओज कोसु,
खोज कविताको ओज भोज कवि केरको;
सुमकोहुं साल कलीकालमें सुचाल वारो,
कहें बृजलाल स्वाल लोक चहुं फेरको;
भक्त पंचमाथको पवित्र गंग पाथ सम,
ऐसो समरथ्थ नीको नाथ वक्रनेरको. ॥ १२० ॥

અર્થ—સુધીના સાગર, બનેસિંહજીના શુરવીર પુત્ર શત્રુરૂપી હાથીઓને હરવામાં કેશરીસિંહ જેવા પરાક્રમી છે, રૂપમાં પ્રકાશીત કામદેવના સરખા સુંદર, સારી સારી કવિતાઓના શોધ કરવામાં ભોજ સરખા છે સુમ (લોભી) માણસોના સાલરૂપ આ કળીકાળને વિશે સારી ચાલ ચાલવાથી (સદગુણ) વ્રજલાલ કવિ કહેછે કે મેં ઘણે ઠેકાણે ફરી ફરીને જોયું તો આ એકજ છે કે જે પંચમાથ (શંકર)ના પરમ ભક્ત, અને ગંગાજળ સરખા, નિર્મળ, પવિત્ર વાંકાનેરના નાથ મહારાજા શ્રી અમરસિંહજી ઉત્તમ તથા સમરથ છે.

# બીજો ભાગ.

## ગુર્જર કવિતા.

### ઈંગ્લાંડ આદી વિદેશમાં પ્રવાસ કરી પધાર્યા તે પ્રસંગની કવિતા.

#### ગરબી.

(પતીવૃતનો પુરણ પ્રતાપ જગમાં જાહીર છે જાહીર છે—એ રાહ.)

મુદ ધારી વિજયની માળ રોપો સહુ સજની, સહુ સજની;
આવે નગ્રમહીં નરપાળ, આજની ધન્ય ઘડી, ધન્ય ઘડી. ટેક.
પૂરણ ચિત્ત પ્રકાશ પામતા, ચિત્ત ચકોર હુલાસે;
એમ અમર નૃપને અવરેખી, ભર્યા વિવિધ વિલાસે. રોપો.
વિકટ પ્રવાસ કરીને વેહેલા નિરવિઘ્ને નૃપ આવ્યા,
એ ઇશ્વરનો પુર્ણ અનુગ્રહ સરવે ક્લેશ સમાવ્યા. રોપો.
ચતુર પ્રજાજન ચાતક ઉપર, અમૃત વરસા વરસે;
કેકી સમ કલરવ કરી આપો, આશીષ વચનો હરપે. રોપો.
કવિ નથુરામ તણો કોડીલો, સુખપ્રદ સ્વામી જોઇ;
વ્હાલ ધરી સહુ લીયો વારણાં, ઉરની ખામી ખોઇ. રોપો. ૧

## સ્વતંત્ર રાજ્યાધિકાર પ્રસંગ.

### શાર્દુલવિક્રિડીત.

વારી વ્યોમ અનીલ તેજ વસુધા, એ પાંચ તત્વાકૃતી;
ઉપાવી સ્થિતી નાશ યુક્ત નમણી, કીધી ત્રિલોકે છતી;
જેના હુકમથી હરોજ સહુને, માયા નચાવે અતી,
એ આપો અમરેશને અતી ધણી; સિદ્ધિ સુખો સંપતી. ૨

### ગરબી.

વહાલ વધારી સહુ આવો હો વનિતા, આજે વધાવો અમરનેરે;
આશીષ આપો આનંદ કરી અગણીત, નિત્ય વંકપુર નરવરને રે.

### સાખી.

અમર સમા અવની પરે, ધરે અમર મહારાજ;
વિધ વિધ સુખ સાગર મહિં, ઝીલે રોજે રોજ.
પ્રેમના પવિત્ર વાદ્ય વાજે રોજે રોજ; ધ્રુ.
વિજય ઘંટ વિશ્વમાંહી, ગાજે રોજે રોજ. વહાલ.

### સાખી.

ઉત્તર દક્ષિણ અંત લગી, પૂરવ પશ્ચિમ પાર;
અવનીમાં અધીકાર હો, જાહીર જય જયકાર.
અભિનવ પામે ઇલકાબ, મોટા માનો રે;
ગેહેરા ગુણીના ગણુ ગાય, ગુણના ગાનો રે. વહાલ.

## સાખી.

શક્ર સચી સમ સુખ મહીં, રહે દંપતી રોજ;
હાસ્ય હરખ હુલ્લાસલે, મનહર કરતા મોજ.
સહુ સ્નેહીઓને સુખ આપેરે, ઉત્તમ કામો કરી, હામો ધરી;
નથુરામનાં નિત્ય દુઃખ કાપે રે, દ્રષ્ટ કરૂણાની કરી, દાની હરી. ૩

## ગરબી.

### અનિરૂદ્ધજીની ઘોડલી—એ રાહ.

આનંદ સાગર ઉલટયો રે, નૌતમ નગરમાં આજ;
લાખેણી રાજ લગામને રે, કર ધારેછે રવિકુળ રાજ,
અમર તખ્ત ઓપતા રે— ટેક.
માનનીઓ મળી મોજથી રે, મનહર મંગળ ગાય;
ભૂસુર ને સુખ ભાવથી રે, ભલા વેદના મંત્ર ભણાય. અમર.
ગાયન ગાય ગુણી જનો રે, સાજી વાજીંત્ર સમાજ;
ભૂપતિની ગુણ ગાયને રે, ગાયે ઉત્તમ ભરીને અવાજ. અમર.
શ્રીફળ કુમકુમ શોભતા રે, અક્ષત અબીલ ગુલાલ;
કોડે વધાવે કુમારિકા રે, કરી મંગળ તિલક સુભાલ. અમર.
જ્યાં લગી રવિ શશિ રહે, જ્યાં લગી હરી હર હોય;
ત્યાં લગી રાજ તખ્તે રહેરે, નાવે આડી ઉપાધીઓ કોય. અમર.
સોંપી સહુ સુખ શાંતિને રે, સાથ રહે શ્રી ઇશ;
નિત નિત નવલા નેહથી રે, આપે કવિ નથુરામ આશીષ. અમર. ૪

## ગરબી.

### મેલો મેલો મારગડા મેલોરે—એ રાહ.

વાજાં વાજે આનંદ અતી આજેરે, મહારાજાશ્રી તખતે બીરાજે. આનંદ.
છબીવાળી દિવાળી છાજેરે, થયો પાપીનો અતી પરાજે. આનંદ.
રસે બીનો રવી નભે રાજેરે, વંકપુરમાં વિજય ઘંટ ગાજે. આનંદ.
સહુ સ્નેહી સુભગ તન સાજેરે, એને જોઇ લુચ્ચા જન લાજે. આનંદ.
તપ ધારી અમરને તાજેરે, સુખ શાંતિની કાંતિ બીરાજે. આનંદ.
નથુરામને નિત્ય નિવાજેરે, આપો આશીષ એક અવાજે. આનંદ.
૫

---

## ગરબી.

### આવો મંદિરીયે મોહન—એ રાહ.

આજે આનંદ અંગ અંગ છે, પામે અમર અધિકાર—ટેક.
સુખ સરીતાના સંગથી, છલ્યો પ્રિતીનો પારાવાર. આજે.
ખળદળ ખપશે ખાખમાં, થશે નિમક હરામીની હાર. આજે.
રસભર રવિકુળ રાજવી ભરે, આધડી આભા અપાર. આજે.
અધમ ઉલ્લુકની આંખમાં, પડે ભુરી તિમિરનો ભાર. આજે.
નિત્ય નથુરામના નાથનો થજો, જગમાં જય જયકાર. આજે. ૬

## અરજી.

### પદ ગૈ અનાડી કે હાથ—એ રાહ.

આપો આશીષ સહુ આજ, અમર મહારાજને રે. આપો.
જશધારી બહુ જીવે જગમાં, તેજ ભર્યો ધરી તાજને રે. આપો.
અવની પર લે ઇંદ્રસમાં સુખ, ધારી ધરમની પાજને રે. આપો.
પ્રિતી ભર્યા બને પુરા પ્રતાપી, રાખે સ્વકુળની લાજને રે. આપો.
શાણો રાણો નથુરામનો સ્વામી, સાજે સદા સુખ સાજને રે. આપો. ૭

## રાસડો.

### શું નટવર વસંત થૈ થૈ—એ રાહ.

અતી અમર ભુપાલ તપ્ત રાજે સદા,
રાજે સદા, ક્ષિતી છાજે સદા—ટેક.

**સાખી.**

શરદ હિમંત શિશીર શત, શત વસંત શત ગ્રીષ્મ;
શત વર્ષા વૈભવ લહો, ભય સહુ કરીને ભરમ.
વિવિધ પ્રકાર વિજય પામો આ વિશ્વમાં,
બાજી અરી શીર ગાજે સદા. અતિ.

**સાખી.**

તેજ ભર્યો ધરી તાજ શીર, કરો કલિત કુળ કર્મ;
પોતાનાં જન પાળીને, સહુની રાખો શર્મ.

પ્રતિદીન નિતીમાં પ્રેમ પુર્ણ વધારી રે,
નિત લેજ્જે ધારી નેમ પ્રભુતા પ્યારી રે. અતિ.

**સાખી.**

ધર્મ ધ્રતી અર્તો ધારીને, કરજ્જે ઉત્તમ કામ;
આશિરવાદ અપાર દે, નેહ ધરી નથુરામ.

પરમ પવિત્ર રૂડા રસિયા હો રાજવી,
બળભર આપ બિરાજ્જે સદા. અતિ. ૮

**(ડરમાં તું દિલસાથ છોકરા—એ રાહ.)**

અમર અમર મહારાજ આજ રહો અમર અમર મહારાજ,
તેજ ભર્યો ધરીતાજ, આજ રહો અમર અમર મહારાજ—ટેક.
શત્રુને મારે, સ્નેહીને તારે, (૨) કોડે સદા કુળ કર્મ વિચારે;
ધીરજ વીર ઉરે અતી ધારે, મુરખના મદમાન ઉતારે.
(નીત્યે) કરતા નૌત્તમ કાજ, આજ રહો અમર અમર મહારાજ.
આનંદ આણી નૃપ ગુણ ખાણી (૨) પારખે સત્ય અસત્યની વાણી,
જુદું કરે પલમાં પયપાણી, ન્યાયને હંસ બની લીયે તાણી,
(એવો) સુઘડ શિરોમણી રાજ, આજ રહો અમર અમર મહારાજ.
બાહુનો બળીયો જાય ન કળીયો, (૨) છેલો છળેથી છળાય ન છળીયો;
બુદ્ધિનો સિંધુ આનંદમાં મળીયો, ભાનુ અને તપ તેજમાં બળીયો,
(સહુ) સ્નેહીના સુખનો સમાજ, આજ રહો અમર અમર મહારાજ.

નિતી નિરંતર આરોપી અંતર, (૨) કાઢી અનિતીને કાળે સમંદર;
પ્રેયે પ્રિતે યશ હુત દિગંતર, આશીષ દે નથુરામ નિરંતર,
(પ્રૌઢી) પરમ ધરમની પાજ, આજ રહો અમર અમર મહારાજ. ૯

## વર્ષગાંઠ પ્રસંગ.

### શાર્દુલ વિક્રીડિત.

પામો પુર્ણ પ્રતાપ તાપ તજીને, સદ્ભાવ ઉરે ભરો;
કિર્તી નારીની સંગ રંગ રમતા, કૃત્યો રૂપાળાં કરો;
રાખો પ્રિતી હમેશ નિતી મગમાં, આરોગ્યતા અંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૦
દીનો ને વિત્ત દાન માન ગુણીને, સન્માન સાધૂ પ્રતી;
પ્રેમીને નિજ પ્રેમ કેરી પ્રતિમા, ઉદ્ધાર અર્પો અતી;
ભૃત્યો ને ઉર ભાવ ભૂપ ભરતાં, રાજ્ને રૂડા રંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૧
રિદ્ધી રાજ્ય ગૃહે ભરેલ રસની, સિદ્ધી સુવાક્યે રહો;
સ્નેહે સમૃદ્ધિ વૃદ્ધિ વંશ શુભની, આંધી ઉપાધી ન હો;
ફૂલી સઘ ફ્ળો મનોરથ તરૂ, અસંત ઉમંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૨
પ્રાતઃકાલ વિષે પ્રજાનિ પુરની, રૂડી રીતે રક્ષમાં;
મધ્યાને શુભ રાજકાજ રસના, રસ્તા લઇ લક્ષમાં;

સાયંકાળ સઁગીત ગીત સુણીને, રાત્રી રમો રંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૩

કિર્તિવાન કલીત કૃત્ય કરથી, કોડે કરોડો કરો;
સિન્ધુ પાર સમસ્ત નાદ યશના, ધીરા ત્વરાથી ધરો;
જાળો જોર તમામ દુષ્ટ જનનું, ધર્યો ભરી અંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૪

નેહે ન્યાય અગાર નિત્ય વિચરી, શાન્તી ભરો સર્વને;
સાચાને દઇ સુખ સદા હરજો, ગંડુ તણા ગર્વને;
પાપી શાપી પ્રપંચી નીચ નરને, દાટો દુઃખો દંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૫

ઓપો ઇંદ્ર સમાન સર્વ નૃપમાં, બા'દૂર કિર્તી બલે;
પામો ધારી પવિત્ર માલ્ય જયને, સર્વે જયંતી ગલે;
નેહે નાથ અસત્ય સત્ય નિરખો, ધીરાઇના ઢંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૬

ધારી છત્ર પવિત્ર દેવ નૃપનું, શાણા શતાયુ બનો;
શાન્તી કાન્તિ સમસ્ત ઠામ અરપી, પૂરા સુદેથી મનો;
પાળી દીન પ્રજા સુસ્નાન કરજો, આશીષની ગંગમાં;
આનંદે અમરેશ વર્ષ વિતવો, સ્નેહી તણા સંગમાં. ૧૭

### શાર્દુલવિક્રિડિત વૃત.

શોભેછે સુખદા સતી અપરણા, વામાંગમાં જેહને;
રિદ્ધી સિદ્ધી તણા પતી ગણપતી, દક્ષીણ સ્નેહે સને,
જેણે ભાલ શશી ઉરે અહી ધર્યા, કંઠે ધર્યું વિષને;
એ શંભૂ અમરેશને નિત અતી, દ્યો સૂખ આયૂષને. ૧૮

### શાર્દુલવિક્રિડિત વૃત.

વૃદ્ધિ વારિધિના વિનોદ મહિંદે, જે રીત શાણો શશી;
આપેછે સમ આ અપાર અમને, આનંદ એકાદશી;
મોટા મંગલરૂપ મંગળ બન્યો, પ્યારો શુદી પોષનો;
આવી જન્મ તિથી અહીં અમરની, હેતે હજારો બનો. ૧૯
વાકાનેર તણા વિભૂ વિજયને, પામે પ્રતી દિવસે;
રિદ્ધિ સિદ્ધિ સદૈવ રાજ્ય ગૃહમાં, વેગેથી આવી વસે;
સંપત્તી સુખ શાન્તિ કાન્તિ સહુની, વ્હાલેથી વૃદ્ધિ કરી;
આનંદી અમરેશને નિત પ્રતી, દીર્ઘાયુ દેજો હરી. ૨૦

### હરિગીત છંદ.

ઝલરાણ વંશ મહીં સદા, અવતંશ જેહ ગણાય છે;
ભૂતલ મહીં ગુણ ભવ્ય જેના, ભુવન ભુવન ભણાય છે;

છે શક્ર જેવા શોભિતા વળી, વક્રપુરમાં રાજછે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૧

બ્હાદૂર બંકા ઉર અટંકા, સીંહ સમ સાચા શુરા;
વિનયી વિવેકી ન્યાય નેકી, ટેકીં રાહે છે પુરા;
ગુણ જાણ સરવ સુજાણ, જેનો સર્વ રાજ સમાજ છે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૨

જે કપટિ જનને ચપટ કરતા, ક્રૂર કેરા કાળછે;
પરદુઃખ નિવારણ નૃપ મણી, પરમાર્થિ ને પ્રેમાળ છે;
પાળક સદા પંડીત તણા, જે પુન્ય કેરી પાજછે;
આનંદ ઉર એ અમર નૃપનો જન્મ દિન શુભ આજછે. ૨૩

હર વખ્ત કાર્ય કર્યા કરે, વિદ્યા તણી વૃદ્ધિ થવા;
પામો પ્રતાપ પ્રથૂ સમા, અધિકાર નિત્ય અભી નવા;
જે આ ક્ષિતીમાં છત્રધારી, ક્ષત્રીઓની માજછે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૪

દાનીપણા માંહે બરોબરી, કર્ણ બળિયાની કરે;
જે સત્યના સિંધુ ત્રિસંકુ, પુત્ર પંથે પરવરે;
ખંડન કરણ ખળ વૃંદ જેનો, તેજ ભરીયો તાજછે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૫

લઘુ વય છતાં જે રાજ્ય કાજે, પ્રૌઢની સ્પર્ધા કરે;
સત્કાર્ય સેવે સર્વદા, પ્રતિ દિન પ્રજા પાલન કરે;
ક્રોડો કરેલાં કલિત જેનાં, કિર્તિ કેરાં કાજછે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૬

અપયશ થકી અળગા રહે, સ્નેહે સતત યશ સંઘરે;
ઉરમાં નહીં અભિમાન, ધ્રતિથી ધર્મ ધ્વજ કરમાં ધરે;
શુભ શક્તિના વરદાનથી, સંપત્તિ સહુ સુખ સાજછે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૭

સંહાર કરિયો છે અસત્ય, અરી તણો જેણે સદા;
હરતા દુઃખો દુખિયા તણા, શ્રુર્તાએ સુર્ણોને આપદા;
કરતા રહે જુગ ક્રોડ જે, નથુરામનો શિરતાજ છે;
આનંદ ઉર એ અમર નૃપનો, જન્મ દિન શુભ આજછે. ૨૮

## સવૈયા એકત્રીશા.

શુભ સંવત ઓગર્ણોશ ઉપરે સાઠ તણી સુખકારી સાલ,
પોષ પ્રબળ હુલ્લાસ હરખનો વરણું ઉજ્વળ પક્ષ વિશાલ;
એકાદશી આનંદ દાયની દે બુધ વાસર બુદ્ધિ દરાજ,
અમર અર્ધીપની વરસગાંઠનો મંગળ દીવસ મહોત્સવ આજ. ૨૯

વક્રપુરી વિધ વિધ વૈભવમાં શક્રપુરી કરતાં સુખરૂપ,
નિર્જર કરતાં નિત્ય સુખ નવલાં આ પુરવાસી લીયે અનૂપ;
વચન વિષયનું પાન કરાવે મકવાણા મહિપોની માજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૦

ધ્વજા પતાકા ધામ ધામ પર અગણિત રંગ તણા ઓપે,
કનક કલશથી શોધ શિખર અમરાવતીની આભા લોપે;
બંધન માલ થકી બમણાં દીપે દ્વારો સાજી સુખ સાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૧

ચિત્રિત ચિત્ર વિચિત્ર થકી પુર સહુ જનને લાગે સારૂં,
આંગણુ રંગી રંગોલિ વડે મંગલ ચિન્હ ધરે ચારૂ;
ઠામ ઠામ આરામ અભીનવ ધામ ધામ આનંદ અવાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૨

વિવિધ વિજયનાં વાજે વાજાં ગાજે ગેહેરાં ગુણીનાં ગાન,
સાજે સઘ સ્વરોના સપ્તક કંચનીં તીખાં મારી તાન;
લલકારે બિરદો બંદી કથી કાવ્ય મહી કિરતીના કાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૩

પુર શ્યામનિ શૃંગાર સજી મળિ મુદભર ગાયે મંગળ ગીત,
શ્રીફળ કુમકુમ અક્ષત સંગે ધાય વધાવા ધારી પ્રીત;
વઢાલ વધારી લઇ વારણાં દે આશીશ શ્યામની સમાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૪

છત્રધરી છાજે સિંહાસન રાજ અમર રૂડો અમરેશ,
દિવ્ય ઉદાર યશસ્વી દાની વિનય ભરેલો ધારી વેશ;
રસવંતો રાણો શાણો ઓપે શિરપર અણમુલો તાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૫

અમિત વરસ જીવે અવનીપર સુખ શાંતિ મુદ મંગળ માંય,
નિત નિત કવિ નથુરામ તણા લોચન મુરતી જોવા લલચાય;
પ્રબલ પ્રતાપ વધારે વિધ વિધ પ્રિતે પ્રૌઢ ધરમની પાજ,
અમર અધિપની વરસગાંઠનો મંગળ દિવસ મહોત્સવ આજ. ૩૬

---

## મહિદીપ છંદ.

સખી સહૂ ઉતાવળાં ઉમંગ ધરી આવો,
વ્હાલને વધારી અમર ભૂપને વધાવો—ટેક.

જન્મ દિવસ આજ રાજ અમરસિંહનો છે,
સૂર્ય આ સુવર્ણનો અકાશમાં બન્યો છે. સખી.
મંગળ મુદ હર્ષ આજ ભુવનમાં ભર્યા છે,
સુયશનાં કલીત કાવ્ય કોવિદે કર્યાં છે. સખી.
સૂર્ય વંશમાં મહાન જેહ સૂર્ય જેવા,
અર્થીને અપાર દિયે દાન મિષ્ટ મેવા. સખી.
આજ સરવ આશીશનાં ગીત રૂડાં ગાવો,
નિત કવિ નથુરામ લીયો લાખ ગણો લ્હાવો. સખી. ૩૭

## મહિદીપ છંદ.

આનંદ અતિ આનંદ અતિ આનંદ ધ્વનિ ગાજે,
અમર ભૂપનો અનૂપ જન્મ દિવસ આજે. ટેક.
ગુણિજન ગુણ ગાય સદા સ્નેહને સમાજે,
મંગલ મુદભર મહાન વિવિધ વાદ્ય વાજે. આનંદ.
પુરજન ઉર હર્ષ ધારી સુભગ વેશ સાજે ;
નમણિ રમણી સજી શૃંગાર ભવ્ય છબી ભ્રાજે. આનંદ.
પુરીત ગૃહ તમામ ગાન તાન ધ્વનીથી છાજે,
શક્રપુર સમાન વક્રપુર બન્યું બિરાજે. આનંદ.
સુકવિ કાવ્ય સુરસ શ્રાવ્ય, કહે ઉંચે અવાજે,
અમર નૃપતિ ઇંદ્ર તુલ્ય નેહથી નિવાજે. આનંદ.
કોટિ વરસ હરસ ધારી રસિક અમર રાજે,
આશીષ નથુરામ એજ તેજ રહો તાજે. આનંદ. ૩૮

## ગરબી.

(ઓરા આવો તો કહું વાતડી છબીલાલાલ—એ રાહ.)

એકાદશી છે ઉમંગની સાહેલી આજ.
ઉત્તમ ઉભય પ્રસંગની સાહેલી આજ.
જન્મ દિવસ જુગતી ભર્યો સાહેલી આજ.
આનંદી અમર પ્રભુ તણો સાહેલી આજ.

નેણાં ભરીને નિહાળશું સાહેલી આજ.
તનડાના તાપને નિવારશું સાહેલી આજ.
કુમકુમ કચોળા કર સાહીએ સાહેલી આજ.
અમર વિલાસ મહેલે જાઇએ સાહેલી આજ.
અબીલ અક્ષત અમે લાવશું સાહેલી આજ.
વંકપુર નાથને વધાવશું સાહેલી આજ.
સજી શુભ મંગલ સાજને સાહેલી આજ.
સંગ લઇ સ્નેહીના સમાજને સાહેલી આજ.
સુરપતી સમ છે સોહામણા સાહેલી આજ.
વાળી વાળીને લેશું વારણાં સાહેલી આજ.
મોજીલા મેરાણુ મોજું આપશે સાહેલી આજ.
કષ્ટ નથુરામ તણાં કાપશે સાહેલી આજ. ૩૫

---

## ગાયન.

**(ઓળખી હવે મેં પ્યારી ખચિત ખચિત—એ રાહ.)**

અમર જન્મ દિવસ આજ, હરખ, હરખ, હરખ, હરખ. ૨૯.
મહદ સુદનો ઉદધી આજ, ક્ષિતિમહીં છલીયો દરાજ;
સહુ સ્થળે સુખનો સમાજ, સરસ. (૩) અમર.
સુરજ શુદ્ધ સુવર્ણ રૂપ, ઉગીયો નભમાં અનૂપ;

ભવ્ય અર્મોથી અમર ભૂપ, વરસ. (૩) અમર.

વિનયી વંકપુર નરેશ, બેહદ દાનીં બળીયો બેશ ;
પારસ કરતાં વિશેષ, પરસ. (૩) અમર.

હરદમ ધરી હૃદય ધામ, નિત્ય જપે નથુરામ નામ ;
અમિત દ્રગને દે આરામ દરસ. (૩) અમર. ૪૦

## વિજયા દશમી પ્રસંગ.

### લાવણી.

(પાટણના નૃપ નથી તુજ મહેલે પદમણી નારી—એ રાહ.)

આજ ચઢ્યા અમરેશ અટંકા, વિજય સ્વારી સાજી. ટેક.

ચપળ ચતુરંગી સેના સંગ, સરવના ઉરમાં અધિક ઉમંગ ;
રાજતા અંબર અભિનવ રંગ, રસિક સરદાર તણી રાજી. આજ.

ખડ્ગ તોમરને દેવી દુનાલ, ઝલકતાં ભાલાં ભવ્ય વિશાલ ;
ચાલતા સુભટ શૌર્ય ભરી ચાલ, પળાય પ્રપંચ છોડી પાજી. આજ.

ફરકતાં અમિત નિશાન ઉતંગ, જીતીયા જેણે જબરા જંગ ;
કર્યા બળ ભટ્ટો કેરાં ભંગ, લાખ અરી જોઇ મરે લાજી. આજ.

તરૂણ હય ત્વરીત ગતીવાળા, ફાળ ભરી કરતા ફુંફાડા ;
જાતવંતા રંગ રૂપાળા, ગરવ ધરી ખૂબ રહ્યા ગાજી. આજ.

કનક ભૂષણુથી અંગ ભરેલ, પીઠ પર છીન જડૉત્ર ધરેલ ;
પાય પેંજનીયા ઠીક ઠરેલ, કલિત કૌતક કુદેવાજી. આજ.
રંગ્યોં સિંદુરે કીધી લાલ, ભાસતા વદન વડા વિકાલ ;
ક્રૂર ખળ દળ બળ ગંજન કાલ, ઓપ આપેલ તોપ તાજી. આજ.
ગાય ગુણીજન ગુણુ કેરાં ગાન, મારૌને મનહર તીખાં તાન ;
શ્રવણુ સુણુતાં મુદ થાય મહાન, સરવ જનો કહે વાજી વાજી. આજ.
બિરદ બોલે બંદી બહુ રીત, ગહકતા ચારણુ ગર્ગ્યોને ગીત ;
કથે કવિજન કવિતા ધરી પ્રીત, ચતુર ચિતમાંહી રહી રાજી. આજ.
વાજતાં વિધ વિધ કેરાં વાદ્ય, ઢોલ રણુ તુરી નગારાં નાદ ;
સુભગ સરણાઇ કેરા સાદ, ગાઢ નભ મંડળ રહ્યું ગાજી. આજ.
ઉતંગ અહીરાવત શો ગજરાજ, સજ્યાં છે જેણે જરકસી સાજ;
અનુપ નંગ જડી અંબાડી દરાજ, રહ્યા ઝલરાણુ તહાં રાજી. આજ.
ભવ્ય શોભીતું પ્રકાશિત ભાલ, પ્રભા પુરણુ શીર પેંજ વિશાલ ;
ઝલકતી ઉરપર મુક્તા માલ, પેખિ સચ્યોં પતિ તજે પતરાજી. આજ.
નિરખી વંકપુર વાસી સહુ સાથ, દીયે આશીષ પ્રસારી હાથ ;
જીવે જુગ કોટી અમારો નાથ, સુણી નથુરામ રહે રાજી. આજ.

૪૧

## ગીતિ.

આનંદે ચિર આયુ, આપો જેણે ધર્યો સુ હિમધામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૨

વિજયી વિજયા દશમી, અમર આપનાં કરો સિદ્ધ કામ;
અહનિશ આશીષ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૩

વ્હાલા વર્ધ્ધપુરીના નૃપતિ, નિરંતર વધો નવલ નામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૪

સંતતી સુખપ્રદ પામો, અમર આપ સમ ઉદાર અભિરામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૫

અમર આપનાં અતિશે, ગાઓ ગુણીજન તમામ ગુણગ્રામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૬

પાંડવ તુલ્ય પરાક્રમી, બનો પૂજીને શમી અમર આમ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૭

અમરસિંહ અવનીમાં, ધર્મ ધુરંધર બનો વિજય ધામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૮

મહદ ભૂપ ઝાલા, રાજનીતિએ ધરો અમિતધામ ;
અહનિશ આશીશ એવી, નેહ ધરીને દિએ નથુરામ. ૪૯

## ગાયન.

(પ્યારેથી પ્રાણ પ્યારી—એ રાગ)

શમી પુજે સ્નેહ ધારી મકવાણો માનથી;
શ્રુતી મંત્રો શ્રેષ્ઠ સંગે (૨) ગણે વિપ્રો ગાનથી—ટેક.
હય પુજ્યા હર્ષ ધારી, હેમરને પૂજ્યા; (૨)
પુજ્યાં આયુધ પ્રેમે (૨) વિધ વિધ વિધાનથી. શમી પુજે.
આશીશોના અવાજો, મહીસુર મોટા કરે; (૨)
દુઃખ ભાંગે દીન કેરાં (૨) નૃપ હુલ્સો દાનથી. શમી પુજે.
જન કુડાં કૌરવોના કાળજ તો કંપીયા, (૨)
ખળભળીયા હરખળના (૨) જગી જાયે જાનથી. શમી પુજે.
પારથ જેવો પ્રતાપી, નથુ કવિનો નાથ છે; (૨)
આશીષ આપો અમરને (૨) અંતરના તાનથી. શમી પુજે. ૫૦

## સિંહ શિકાર પ્રસંગ.

### રાસડો.

(સૈયાં મારૂં બેડું ઉતારો મારે ગળે—એ રાગ.)

અજબ જગતમાં જોયો, શાણો મકવાણો શિકારી—ટેક.
જેની બંધૂકના જબર બહારે, હિંસક જાયછે હારી. શાણો.
શબ્દવેધી વિણ દેખે વિદારે, અરજુન સમ અધિકારી. શાણો.

હણી હિંસક ધરા કરી હળવી, ધીરો ચપળ પણ ધારી. શાણો.
નિજ વસુધા કરી ભય વિણ ભૂપે; વાઘ વરૂને વિદારી. શાણો.
પર ધરમા કરે કિરતી કોડે, મદઝર અરીને મારી. શાણો.
પ્રગટ થયો નથુરામનો પ્યારો, આજ અમર અવતારી. શાણો. ૫૧

## રાસડો.

### (નાના નૈ જાઉં સાસરીએ—એ રાહ).

વાર વાર વિનવે છે વાઘ તણી વામા રે,
માનો માનો માનો માનો મારૂં કહ્યું રે—ટેક.

આપ સિંહ એક છો એછે અમરસિંહ, (૨)
સાહસેથી શાણા જાશોમાં સામા રે. માનો.

વંકપુર નાથ શીરે શક્તિનો હાથ છે, (૨)
જોરદાર અંગે ધર્યા જશ જામા રે. માનો.

મદઝર મારી તમે મોટા ગણાણા, (૨)
એથી અણસમજ્યાં કરો છો ઉધામા રે. માનો.

એછે અજીત ભૂપ જીતશો ન જોરથી, (૨)
શૂરવીર ધીર નથી એ સમો ધરામાં રે. માનો.

મારશે જરૂર મકવાણો મહીપતી, (૨)
શીદ પ્રાણ ખોવો છો નાથજી નકામા રે. માનો.

કંથ નથુરામ તણો કોપ્યો છે કારમો, (૨)
આવવાનું સારૂં નથી ફળ આમાં રે. માનો. ૫૨

## વિવાહ પ્રસંગ.

### રાસડો.

(આજ સરસ હરસ અરસ પરસ ઉરમાં લહો-એ રાહ.)

આજ લલિત લગન દીવસ કલિત કિરતીને કહો, (૨)
સકલ સિદ્ધિનો સાજ દિવ્ય સાજી દરાજ;
મહદ ક્ષત્રીની માજ શૂર સમર સમ રસીક રાજ અમર અમર હો.
આજ.

પ્રેમ કોટી વરસ અરસ પરસ વ્હાલથી વહો;
સચી શ્યામાની સંગ, ઇન્દ્ર પેઠે ઉમંગ અધિક ધારીને અંગ,
શૂર સમર. આજ.

ક્ષેમ કુશળ સંપતી સહીત દંપતી રહો;
ભાનુ જેવા ભૂપાલ, દીલના છે દયાલ, કરે નેહેથી ન્યાલ,
શૂર સમર. આજ.

નથુરામ નિત્ય ચરણુ શરણુ એહનાં ચહો;
ધરી નિતીમાં ધ્યાન, માન પામો મહાન, દઇ દીનોને દાન,
શૂર સમર સમ રસીક રાજ અમર અમર હો. આજ. ૫૩

---

### ગાયન.

(ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે—એ રાહ.)

મકવાણા અમર મહારાજ રે,

જટાધારી તમે જગ જીવો ઘણું, ધરી ક્ષત્રીપણું, ધર્મ પાજરે. મક.

## સાખી.

અમરસિંહ નૃપ આપનો, વસુધા માંહી વિશાલ;
પ્રૌઢ પ્રતાપ અખંડ છે, ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ.

કોડ દિવાળી રાજકાજ કોડે કરો, (૨)
વંકપુરીનો શ્રેષ્ટ તાજ શીરે ધરો, (૨)
જબર ભંડાર કુબેર જેવા ભરો. (૨) મહિપ માજરે. મકવાણા.

## સાખી.

પુત્ર થકી ઘરસુત્રને, શોભાવો સુખરૂપ;
આપ અનૂપમ અવનીમાં, ભય હરનારા ભૂપ.

દંપતીને સદા દેવ રાખે રાજી, (૨)
છત્રધારીમાં શૂર રહો સૌથી છાજી, (૨)
નથુરામને નિત્યે નિવાજી સાજી (૨) સુખ સાજરે. મકવાણા. ૫૪

---

## ગાયન.

(રાગ માઢ—હાલો હાલોને હેતે—એ રાહ. કુમૂદ ચંદ્રમાંથી)

ચાલો ચાલો સાહેલી, વે'લી વે'લી પૂરણ ધારી પ્યાર—ટેક.
ચાલો આનંદ ઘેલી, રસેં છકેલી, વેલી વેલી, પૂરણ ધારી.
અક્ષત કુમ કુમ શ્રીફળ લઇને સાથ, (૨)

ચાલો પ્રીતેથી પે'લી, વ્હેલી, વ્હેલી પૂરણુ ધારી. ચાલો.
ગોરીયો ચાલો ગાતી મંગળ ગીત, (૨)
રસની નદી રેલી, વ્હેલી, વ્હેલી પૂરણુ ધારી. ચાલો.
વંકપુરી નૃપતીનો વિવાહ છે આજ, (૨)
ઘર કારજ મેલી, વ્હેલી, વ્હેલી પૂરણુ ધારી. ચાલો.
અમરેશને આશીષ નેહે દીયે નથુરામ, (૨)
ભવ્યતાએ ભરેલી, વ્હેલી, વ્હેલી, પૂરણુ ધારી. ચાલો. ૫૫

## ગાયન.

(શીદ રોકી અહીં રાખો જવાદો અમને—એ રાહ.)

સદા છત્ર ધરી છાજો આનંદે અમરેશ—ટેક.
વાસવ સમ વૈભવથી વ્હાલા, વિધ વિધ કરજો વિલાસ;
પુત્ર અને પરિવાર થકી કરો, પૂરણુ ઉરની આશ,
પ્રિતે કિરતી પસારો રૂડી દેશ પરદેશ. સદા.
સચી જેવી શ્યામાની સંગે, રાણા પામો સુખ;
સ્વપનામાં પણુ રેહેશે રાણા, વ્યાધી સરવ વિમુખ,
કદી આધી ને ઉપાધી નહીં આવવાની લેશ. સદા.
બુદ્ધિ બળે દળ દુસ્મન કેરાં, જીતો ધારી જોર;
અવનીમાં અધિકાર જમાવો, શૂરાના સિર મોર,
ખળદળને ખપાવો ધારી વિરતા વિશેષ. સદા.

જ્યાં લગી રવી શશી, ધ્રુવ ને ધરણી, જ્યાં લગી શેષ મહેષ,
ત્યાં લગી અચળ રહો અવતીમાં, વ્હાલ ભર્યો ધરી વેષ,
એ આશીષ નથુરામ દિયે હેતથી હમેશ. સદા. ૫૬

## ગાયન.

(કેવી સુંદર શ્યામા ઉર અભીરામા—એ રાહ. કૂમૂદ ચંદ્ર)

દેખા પૂરવ દેશ અપૂરવ હમને હિંદુસ્તાન—ટેક.
વહાં બ્યાહિ સુખ પૂરન પાયે, લક્ષ્મીસી લલના લેઆયે,
અમર મહીપતિકી સુખ દિપતોંસી નાંહી દેખી દિપતોઆન. દેખા.
હૃદયમેં બિનોદ બસત, લલિત રંગ અંગ લસત,
હરદમ હિતુ જન તમામ, દેખિ દુલહકો હુલસત,
ગુન ગનકો ગિન ગિનકે નિશદિન બંદી કરત બખાન. દેખા.
મેનરૂપ કમલ નેન, બદત બિબિધ મધુર બૈન;
હૃદયહાર હર્ષ દેન, આકૃતી સુહાત ઐન,
મતિ મંદીર યહ બંકપુરીકે મહદ નૃપતિ મકવાન. દેખા.
ધીર બીર ધર્મ ધ્યામ, કરત બિનય યુકત કામ;
અમર અમરસિંહ નામ, અમિત જુગ લહો આરામ,
કવિ નથુરામ સુભગ મગમગમેં કરત સુયશ કે ગાન. દેખા. ૫૭

## ગજલ.

નૃપતીના નેણુમાં ભુરકી ભરી છે,
ન જોવાથી જણાયે ક્યાં ઠરી છે. ટેક.

ચકોરા ચક્ષુને કીધાં ચિતારે,
ન જાણું હું ક્રિયા કેવી કરી છે. નૃપતી.

નિરાલા ભેદથી સહુને નચાવે,
અજબ જાદુઈ જમાવટ આદરી છે. નૃપતી.

હુમાની છાંયને દેછે હરાવી;
દયાની દ્રષ્ટ ધાતા એ ધરી છે. નૃપતી.

અમર જુગ કોટી હો અમરેશ પ્યારો,
કવિ નથુરામની વિનતી ખરી છે. નૃપતી. ૫૮

---

## રાગ માઢ.

મારા રાજ રસિક રઢીયાળા રે રઢ લાગી આપશું,
અમર રઢ લાગી આપશું, રાણા રઢ લાગી આપશું. મારા-ટેક.

સુંદર મુખપર છેલછી રે, નિત છકેછે નેણ,
અધ ઘડી દૂર થતાં ડોલરીયા, કામ પકાવે કેણ. અમર રઢ-મારા.

આ દુનીયામાં આપ છો રે, અમને ઇશ્વર તુલ્ય;
શાણા નૃપ તમ સંગથી ગણી, આ અવતાર અમૂલ્ય. અમર—મારા.

જાહીર જગમાં જીવવો રે, જીવન દોરી આપ;
અંતરના આધાર અમારા, એકજ આપ અમાપ. અમર—મારા.

કવિ નથુરામના કોડથી રે, કંત સુધારો કાજ;
રહી આરોગ્ય કરો આનંદે, ક્રોડ દિવાલી રાજ. અમર—મારા. ૫૯

## રાસડો.

### (લાલજી ચાંખડીએથી રડયા ખડયા—એ રાહ).

મનહર સુખકર ધડીભર નહીં અમથી અળગા રહો હો રાજ.
વંકપુર છત્રપતી શીરતાજ—ટેક.

ક્ષણ પણ દૂર જવાની વાત નહીં મુખથી કહો હો રાજ. વંકપુર૦
વ્હાલમ વરષા રૂતુમાં વસજો શ્યામા સંગમાં હો રાજ. વંકપુર૦
રાણા નિરખો નભ ધન ચડીયો આજ ઉમંગમાં હો રાજ. વંકપુર૦
વાદળ વરસે હદ તજી હરખે દમકે દામીની હો રાજ. વંકપુર૦
જાયે ઝટ વીતી રંગ રમતા તમ સંગ જામની હો રાજ. વંકપુર૦
ગરજે મેહ અછેહ અવાજ ભર્યો આકાશમાં હો રાજ. વંકપુર૦
પાઓ મધુ પ્યાલા મન ગમતા અનુપ અવાસમાં હો રાજ. વંકપુર૦
બોલે મોર કરી બહુ શોર ચડી ગિરી ઉપરે હો રાજ. વંકપુર૦

ધરણી પણ પ્રીતેથી પચરંગી વાઘા ધરે હો રાજ. વંકપુર૦
ચાતક આતક બોલે પ્યુ પ્યુ પ્રેમ પ્રસારતો હો રાજ. વંકપુર૦
વિરહી વામાઓના ભાર્યા અગ્ની ઉભારતો હો રાજ. વંકપુર૦
આવો વિવિધ વિહાર વખત નહીં વ્યર્થ વિતાવજો હો રાજ. વંકપુર૦
નિત નથુરામ કવિના નાથ અમર સુખ છાવજો હો રાજ. વંકપુર૦ ૬૦

## રાસડો.

(ચટકતી ચાલે ચાલી આવ્યા ચત્રભુજ–એ રાહ. ગુમાનસિંહ)

આનંદ રૂપ અનુપ અમારે છો આપ રે,
વિહારીલાલ વ્હાલની સુ ચાલના વિસારશો.
ઘડી ઘડી પલ પલ પતી અતી પ્રેમશું રે લોલ,
જપીએ આપનાં નામના ઉત્તમ જાપ રે. વિહારીલાલ.
તન મન ધનથી વધારે રે અમને વ્હાલા વંકપુર નાથ છો;
આપ તુલ્ય કોઇ ના અમારે રે, અમને વ્હાલા વંકપુર નાથ છો.
છાપી છે આપના પ્રેમની અંતર છાપ રે. વિહારીલાલ.
આપ છબી ઉર ધરી, હેતથી હરરોજ હરી;
પ્રેમ ભરી નેમ ભરી રેમ ભરી.
મકવાણા, નૃપ શાણા, ગુણ ગાણા, ગધ્ધિરાણા;
અમર આપ હરો નથુરામના તાપ રે. વિહારીલાલ. ૬૧

## રાસડો.

(હાંરે ભાણેજડાં સરોવર જાઉં તીયાં—એ રાહ.)

હાંરે રસીક રાજ લાગ્યો છે આપના નેણુનો નેડો,
હૈયાના હેતનો છે હેડો. રસીક રાજ.
કરશો અળગાં તોયે આવશું આગળ, (૨)
રેશું છેલા ઝાલી છેડો. રસીક રાજ.
શાણા મહીપ શુભ વચનો સુણાવી, (૨)
રાણા અમીરસ રેડો. રસીક રાજ.
માનીતા મનહર મોલે પધારી, (૨)
વિરહ ફતુર ફંદ ફેડો. રસીક રાજ.
આપ ન આવો તો અમને આનંદે, (૨)
તુરત સેવામાં તેડો. રસીક રાજ.
તારજો તંતથી હરી તમ હાથ છે, (૨)
બળીયા અમારો બેડો. રસીક રાજ.
શ્યામ નથુરામના અંતર અર્મે તો, (૨)
કદીયે ના છોડશો કેડો. રસીક રાજ. ૬૨

## ગરબી.

(સુંદરબાઇ સાસરે ચાલ્યાં—એ રાહ.)

વદે અમર અનુપમ વાણી આજ. હારે તે હળવું બોલે.
મને રીસ ચડે નહીં રાણી આજ. હારે તે હળવું બોલે.

તમે બળથી બાથ બહુ નાખી,
કર ગેંદ ગુલાલ ભર્યા રાખી;
પીચકારી શક્યા નહીં સાંખી આજ. હારે તે હળવું બોલે.

તમે ખંતથી ખૂબ રમ્યા રંગે,
બહુ શ્યામનીઓ રાખી સંગે;
પણ આપ ભીંજાણા અંગે આજ. હારે તે હળવું બોલે.

ધરી પ્રેમ પડ્યા પાછળ ભારી,
અજમાવી જોઇ જુગતી સારી;
કરી અંતે હીમ્મત ન્યારી આજ. હારે તે હળવું બોલે.

કરી માન ઉભા મારી સાથે,
વિણ કામનું બાનું ધરી માથે;
એ સહું નથુરામને નાથે આજ. હારે તે હળવું બોલે. ૬૩

## ગરબી.

(સીતાને રાવણ શું હરે રે—એ રાહ.)

જીત્યા જીત્યા અમર અભીરામ રે, સસલાં તે સિંહને શું કરે રે.
હાર્યાં હાર્યાં રાણી તજી હામ રે; સસલાં તે સિંહને શું કરે રે.
લઇ આવ્યા સાહેલીઓ શુરમાં રે, (૨)
ભડ દોડ્યા ત્યાં ભાગી સહુ ભામ રે. સસલાં તે૦
કોને મારી ગુલાલ ભર્યાં ગેંદથી રે, (૨)
કોને મારી પીચકારી સુદામ રે. સસલાં તે૦
કોને અકળાવી દીધી અબીરથી રે, (૨)
કોને ઠીક ઠંકુથી રાખી રાખી ઠામ રે. સસલાં તે૦
કોને રોળી કેશર તણા કીચમાં રે, (૨)
ઝાલી બોળી હોજે કોઇ વામ રે. સસલાં તે૦
ખોલ્યા ખોલીમાં બતાવી ઘણી બ્હાદુરી રે; (૨)
તોયે કાંઇ ન આવ્યું કામ રે. સસલાં તે૦
ખેલે ફાગ આવે કોટી વર્ષ ખંતથી રે, (૨)
સુખકારી નથુરામ તણા શ્યામ રે. સસલાં તે૦ ૬૪

## કીરતન.

(ઓરા આવો મારા લેરખડા લેરી—એ રાહ.)

રમો રંગે અમર નૃપ રસ ભરીયા;
દેવ અંશી દાની દિલના દરીયા. ટેક.

અનુરાગથી ખેલતા ફાગ તમે,
સહુ માનીનીઓનાં મન હરીયાં. રમો.
હસી મંદ મધુર મુખથી હેતે,
ઠાકોરીયા અંતરમાં ઠરીયા. રમો.
પીચકારી પ્રહારથી પ્રેમ ધરી,
દુઃખ દુર કર્યાં સહુ ડોલરીયા. રમો.
વંકપુર પતી નીત નીરખી તમને,
નથુરામનાં કામ સરવ સરીયાં. રમો. ૬૫

## રાસડો.

### રાગ પરજ તાલ દાદરો.

(મુખડાનું માણેલ મોતી—એ રાહ.)

આવી રમત નથી દાખી,
અમર ભૂપ રંગે રમો રસ રાખી—ટેક.
કાનમાં, આંખમાં, નાકમાં, મુખમાં,
હસતા ગુલાલ નાખી નાખી. અમર ભૂપ.
આપની ડોલનો માર અનોખો,
શાણા શકી ના અમે સાંખી. અમર ભૂપ.
પકડી પછાડો પતંગને હોજે,
કાયા ભીંજાવો શું આખી. અમર ભૂપ.

છોડો છેલા કર દુઃખે કળાઇ,
આવો ચઝ્યા શું અભીલાખી. અમર ભૂપ.
ચંચલ ચોટીછો સહુ ચતુરાંને,
અબળ ભામાઓને ભાખી. અમર ભૂપ.
પકડો તેને બસ પરવશ કરતા,
માની બન્યા શું મધમાખી. અમર ભૂપ.
તોડો આભૂષણ ખેંચો છો અંબર,
શરમે ભર્યાં ન શકી ઝાંખી. અમર ભૂપ.
કવિ નથુરામના નાથ બહુ કરી,
ચતુર લીધો રસ ચાખી. અમર ભૂપ. ૬૬

## ગાયન.

(મધુર સ્વર ક્યાંથી આ સંભળાય—એ રાહ).

રસિકવર પ્રતિદીન રહેજો પાસ, (૨)
એજ અમોને આશ રસિકવર—ટેક.
ક્ષણ પ્રતિક્ષણ તમ વીણ દુઃખદાઇ,
ગોઠે નહીં ગુણીયલ નૃપ ક્યાંઇ;
અંતર થાય ઉદાસ. રસિકવર.
દરશન કારણ દિલ અતી ડોલે,

ચંચળ ચિત્ત ચડ્યું ચકડોળે;
નિરખવા પિયુષ નિવાસ. રસિકવર.

ચંદ્રથી જેવી ચકોરની પ્રીતી,
એવી રસીક આ નયનની રીતી,
હરદમ ધરતા હુલ્લાસ. રસિકવર.
કવિ નથુરામના શ્યામ સુભાગી,
અમર રહો આગળ એ માગી ;
વિધ વિધ કરતા વિલાસ. રસિકવર. ૬૭

## રાગ ભૈરવી ત્રિ-તાલ.

પ્યા-રા-છો-રે પ્રાણ થકી મોંઘા મકવાણ,
તા-રા-છો-રે, નયન તણા રસીયા રસજાણ.

ક્ષણ પ્રતિક્ષણ તમ વિના અમારી, જાયેછે કોટી જુગની, (૨)
આગળ વસિ, પ્રેમ કમર કસિ, હળો મળો નિત હસી. પ્યા-રા૦
જળ વિણ મીન ન જીવી શકે, ઝલરાણ વિચારી જરા જોજો, (૨)
પંકજ નહિ રવી વિણ ખીલે કહીં, પ્રેમી મરે દુઃખ સહી. પ્યા-રા૦
પ્રાણ વિના વપુ પામી શકેશું, સ્વારથ કે પરમારથને, (૨)
અંતર રતી છેલા અરપી છે છતી વ્હાલા વંકપુર પતી. પ્યા-રા૦
અમર રહો અમરેશ તમે બગીયા બનિ સુંદર સુખદાતા, (૨)
નેહ નિકર નજર દયાની ભર નાખો નથુરામ પર. પ્યા-રા૦૬૮

## ગરબી.

(શ્યામ રંગ સમીપે ન જાવું—એ રાહ.)

આજ અમર મહારાજને, રમાડો રંગે આજ,
જોઇ રહોછો શું? જુવતીઓ સામું,
ભીંજવો સજી રંગ સાજને. રમાડો રંગે૦

આટલા દિવસ સહ્યું દુઃખ શરમે;
રાંખો આવી હવે લાજને. રમાડો રંગે૦

મુઠીયો અબીર ગુલાલની મારો,
કેસરે રંગો રૂડા રાજને. રમાડો રંગે૦

આડા ઉભા રહો ભાગશે ભયથી,
પકડજો ધરમની પાજને. રમાડો રંગે૦

કુમ કુમ કીચમાં પ્રેમે પછાડો,
ઝીલી જલરાણુની માજને. રમાડો રંગે૦

હીમ્મત રાખી પતંગને હોંજો,
તંતે નાખો શીર તાજને. રમાડો રંગે૦

એકલા એક હો શું કરી શકશે,
પોચે ન શ્યામની સમાજને. રમાડો રંગે૦

કવિ નથુરામનો કંત છે તંતી,
પકડી કરો સિદ્ધ કાજને. રમાડો રંગે૦

## ગરબી.

(રાતલડી કોની સંગે જાગ્યા—એ રાહ.)

કપટભરી કામનીયો રાણી સંગે,
રાણા કેમ જીતી શકી રમી રંગે. કપટભરી૦-ટેક.

જુઓ વાંકી નજરથી આપને જોવે,
ખરી પીચકારી તણી તક ખોવે;
રમે શાની ? મનહર મુખપર મોવે. કપટભરી૦
હણે પોચે હાથે ગુલાલની મુઠી,
તમો પકડો પછે કાં શકે ઉઠી;
પ્રહારની પીડા બતાવેછે જુઠી. કપટભરી૦
પડી આડી વખત વિના બથ નાંખે,
સરવ નિજ સ્વારથેં કુમ કુમ સાંખે;
ગરવ નહીં હાર જીતનો રાખે. કપટભરી૦
તમે પણ તેના તરફ જુઓ તાકી,
ચતુર તમે ખૂબ કરોછો ચાલાકી;
જાણી ગઇ હું જે રહ્યું હતું બાકી. કપટભરી૦
ખરૂં મારે એકલીને સહુ ખમવું,
અમર નૃપ ગમતે ભોળવી ભમવું;
નાથ નથુરામના નથી મારે રમવું. કપટભરી૦ ७०

## રાસડો.

(હો બંકારાણા મારાથી ના બોલશો—એ રાહ.)

ઇંદ્ર સમાન આનંદી અમર નૃપ, શોભે શ્યામાઓના સંગથી ;
આજ રાજ રૂડા રમેછે સુરંગથી—ટેક.
કેસર કુમ કુમ અબીર ઉડાવે,
પ્રીતે ભીંજાવે પતંગથી. આજ૦
પરવશ કરતા મારી પીચકારી,
અબળા બધાને ઉમંગથી. આજ૦
રાગ વસંતી જામ્યો જાગ જાગે,
મળીને મહા ઉપંગ ચંગથી. આજ૦
ભીંજે ભીંજાવે ભામાઓને ભાવે,
ઉપમા વધાવે અનંગથી. આજ૦
કવિ નથુરામ તણા નાથ કોડીલા,
તરતા આનંદ તરંગથી. આજ૦ ૭૧

## ગાયન.

(રે નાના નાના નાના ને જાઉં સાસરીએરે—એ રાહ.)

છેલ હુંથી છાના રમો છળ ભેદે રે,
નાના નાના નાના ને છોડું છેડો રે. ટેક.

વચને બંધાણા છો કયાં કહો વાલા,
સાચું કહો કોને રાખી છે રૂદે રે. નાના૦
બાના બતાવીને બોલોછો ખોટાં,
પ્રેમ થયો કોનો અંતરમાં ઉદે રે. નાના૦
અળગા રહોછો જો આપ ઘડી એક તો,
ઉરમાંહી જબરી ઉપાધી જાગે રે. નાના૦
અમર અમર રહો નાથ નથુરામના,
અહોનિશ આ આંખડલી આગે રે. નાના૦ ૭૨

## રાસડો.

(રૂડા દીસોછો રાજેશ્વર સંદીર આવતા રે—એ રાહ.)

અદભુત રંગ ભર્યો છે, અમર મહીપની આંખમાં રે.—ટેક.
દયા દ્રષ્ટિથી જેને જોવે, તેના ખોટા રંગો ખોવે;
રાણો રસમય કરશે, ભ્રાન્તી રાખમાં રે. અદભુત૦
પ્રેમથી કરે પુષ્પની વૃષ્ટિ, એવી દૈવી પ્રતાપી દ્રષ્ટિ;
જેવી ચમત્કૃતી, હુમા પક્ષીની પાંખમાંરે. અદભુત૦
એ આંખોની આગળ રેવું, ઇશ કૃપાવિણ બને ન એવું;
ચંચલ બની બીજું, નિરખણ સુખ ચાખમાં રે. અદભુત૦
એ આંખો રંગે તો રંગા, ગણી લે એને જમના ગંગા;
નાહક તું નથુરામ નવિન રંગ નાખમાં રે. અદભુત૦ ૭૩

## ગાયન.

### તાલ દાદરો ઠુમરી.

(પીયા ઉઠો જાગો રે અકેલી ડર લાગે—એ રાહ.)

અમર રહો આગેરે હમારે હિય લાગે—ટેક.

તુમ બીન ચેન પરે નહિ ચિત્તમેં,
મહીપ ધરી પલમાંય, (૨)
અનંગ અંગ જાગે રે હમારે હિય લાગે. અમર.

ચંચળ ચંદ્ર ભયો મુખ તુમરો,
મો ચખ ભયે ચકોર, (૨)
દરસ દાન માગે રે હમારે હિય લાગે, અમર.

નિશદીન પાસ રહો પલકામેં,
શુભ નથુરામ કે શ્યામ, (૨)
અધિક અનુરાગે રે હમારે હિય લાગે. અમર. ૭૪

## ગાયન.

### તાલ દાદરો ઠુમરી.

( રૈયો હો બાંકે યાર રે લચક ગયો—એ રાહ ).

બેઠો હો નૈના બીચ રે અમર તુમ્હે—ટેક.

પોખુંગી ખૂબ જતન કરી પ્યારે, (૨)
સુંદર અમરત સીંચ રે અમર તુમ્હે. બેઠો.

હીય ઘર સબ કરદુંગી હવાલે, (૨)
ધોય કઠીન પન કીચ રે અમર તુમ્હે. બેઠો.

રાગકે બાગકી સેરા કરાઉંગી, (૨)
બોશુન દરખત સીંચ રે અમર તુમ્હે. બેઠો.

નિત નથુરામ રખુંગી રસિકકાર, (૨)
આનંદ મોદ ઉલીચ રે અમર તુમ્હે. બેઠો. ૭૫

---

## ગાયન.

### રાગ મલ્લાર ત્રિતાલ.

(બરસ બાદરીયા સાવનકી—એ રાહ.)

પરમ અમર નૃપ પ્યારે હો,
પ્યારે હો જગતારે હો પરમ અમર—ટેક.

ચાતક મોર ઓર ઝિલ્લીગન;
રહત દૂર તદપી ધન સંગ મન,
ત્યોં તુમ નાથ ન ન્યારે હો. પરમ અમર.
આનન ઉરધ કરીકે દાદર;
દેખત બરમુદ ધરી કે બાદર,
ત્યોં તુમ નિત ચિત છારે હો. પરમ અમર.
તપત બુઝાય રહો તનગનકી;
પલછીન નિકટ બસી નિજ જનકી,
હિત નથુરામ હમારે હો. પરમ અમર. ૭૬

---

## ગાયન.

### રાગ સદર.

દાની અમર દુર જાઓરે જાઓરે ન સતાઓરે—ટેક.
મુખસેં બાત કરત હો મીઠી,
ઓરપેં લાગી રહી દ્રગ દીઠી,
પ્રત તુમ કાહેકો આઓરે. દાની અમર.
અટપટી બાત ગાત અલસાતો,
અંજન અધર ભાળ રંગ રાતો,
તન નખ છત ન છુપાઓ રે. દાની અમર.

પીકલીક લગી નૈનન નીકી,
ઉલટિ માળ હમ દેખત હીકી,
ઉન ભામનકોં ભાગ્યો રે. દાની અમર.

જહાં રમી આયે રજની સારી,
કવિ નથુરામ કે નાથ બિહારી,
પ્રાન વહાં સુખ પાઓ રે. દાની અમર. ૭૭

## ગાયન.

(રાગ મલાર—લરજે મોરા જીયરવા—એ રાહ.)

બરપા બીચ બિહાર કરે નિત, (૨)
અમર મહીપ અપાર પ્યાર ભર—ટેક.
શ્યામ ઘટા છહરાતી ઘટા અતી,
પુહુમી પર ઘન બુંદ પરે નિત;
દાદુર ચાતક મોર શોર સુન, (૨)
ભુરી અનંગ ઉમંગ ભરે નિત. બરપા.
ઉંચી અટા દુપટા પચરંગી,
તન ધન તારૂની સંગ ફીરે નિત;
બિબિધ બિલાસ હાસસોં હરદમ, (૨)
ચંચલ સબકે ચિત્ત હરે નિત. બરષા.

સુખ પ્રદ રાગ મલ્લાર શ્રવનપેં,
મધુરી ધુની મહકાય હરે નિત;
કવિ નથુરામ કે શ્યામ સુહાગી,
મધુ પાવે પિયે પ્રેમ ધરે નિત. બરષા. ૭૮

### રાગ સોરઠ ત્રિ-તાલ.

અમર દ્રગકારે તુમ્હરે કટાર,
જીન લાગે ઉન પાર—ટેક.
અનહદ મદભર, પુરન પ્રેમ ભર,
રસભર અરૂ રતનાર, કારે તુમ્હરે કટાર. અમર.
અમીભર અભિનવ, મુદ મંગલ ભર,
સુખભર સહિત, બીહાર કારે તુમ્હરે કટાર. અમર.
કવિ નથુરામ કે, કામ સુધારન,
હરદમ હે હિતવાર, કારે તુમ્હરે કટાર. અમર. ૭૯

### રાગ દેશ મલાર ત્રિ-તાલ.

(મોરા ખેંચ જીયા નીર દૈયા—એ રાહ.)

આનંદી અમર ઘન આઓ, દૂર દ્રગનસેં મત જાઓ—ટેક.
હરખ બઢાઓ હિમત મેં પ્યારે,

હિતુ હિગ રહિ હાજર હિત વારે;
કંત મહંત હમારે, છિતી મુદ મંગલ સોંહાઓ. આનંદી

શીશીર મેં સ્નેહ સહિત બર સુંદર,
મનહર રહો નિત મંદિર અંદર;
બિભવ બિલાસ બહાદર ભૂપતી, ભામનકાં લાઓ. આનંદી.

ખાસ બસંતમેં ખાવિંદ હમકો,
ખૂબ ખીલાઓ સુમનસેં સુમનકો;
ધીરજ દે ધન ગનકો, પ્રાનપતી શુભ સુખ પાઓ. આનંદી.

ગ્રીષમ તપત બુઝાવન હેતુ,
નિશદીન નિકટ બસો યશ કેતુ;
બાંધી સબળ સુખ સેતુ, સફ્લ કરો જો ચિત ચાઓ. આનંદી.

પાવસ પ્રબલ પયોદ પયાને,
ઉન દિન તુમ બીન નહીં મનમાને;
બાલમ બેઠી બીછાને, છકિ મધુ પ્યાલે છલકાઓ. આનંદી.

સરદ સુહાગ રાગકી રાશી,
સંગ બસી બિહરો સુબિલાશી;
હરદમ હોય હુલાસી, કવિ નથુરામકો કરે સાઓ. આનંદી. ૮૦

## ગાયન.

(લાગી ઝરમરકી બજાર—એ રાહ.)

જલદી દેખાદો દિદાર દિદાર મેરે પ્યારે--ટેક.

પ્યારે દરસ બિના પ્યાસે હે નેના,

છકું જરાના કરાર, કરાર મેરે પ્યારે છકું;

નેનોકે આગે બસો દીન રેના, હોય રહો હૈયાકો હાર હાર મેરે પ્યારે.

વંકપુર વાલે મહીપ મતવાલે,

અંતરકે મેરે આધાર, આધાર મેરે પ્યારે.

શુરે અમર નથુરામ કે સ્વામી,

છયો બરીસોં હજાર, હજાર મેરે પ્યારે. જલદી. ૮૧

---

## ગજલ.

તુમ્હે અમરેશ આનંદી, હમારે પ્રાન પ્યારે હો,

તુમ્હે અનુરાગ કે એના, તુમ્હે નેના સીતારે હો—ટેક.

હટાતા હે હમારા દિલ, દિવાનેકા દરદ દરશન;

જીગરમેં જાન બન બેઠો, હમારે પ્રાન પ્યારે હો. તુમ્હે.

ઝલક હે ખલ્કમેં જાહીર, તુમ્હારા માનભર મુખકી;

નહીં હે ચાંદકી ચાહત, હમારે પ્રાન પ્યારે હો. તુમ્હે.

છધર દેખે વહાં ખાવિંદ, અજબ રૂપ છબસેં છાયે હો;

ધરા રહેમતકી બરસાતે, હમારે પ્રાન પ્યારે હો. તુમ્હે.

કવિ નથુરામ તુમ્હરે દાસ, ઉનકું ખાસ રખીગે યાદ;
દયા દરદમ નિભાવોગે, હમારે પ્રાન પ્યારે હો. તુમ્હે. ૮૨

## ઠુમરી—ત્રિતાલ.

(પીયા બિના જીયા મોરા ભયોરી ઉદાસ—એ રાહ.)

મૈં જાનું સબ નહીં ગાતું અબ ન બનાઓ બાલમ બાત—ટેક.
આવનકો કહી કે મન ભાવન રે, (૨)
ભુવન પધારે પ્યારે ભયે પરભાત. મૈં જાનું.
પ્રીતમજી કયોં ના પ્રગટ કરતહો રે, (૨)
છિપકે છબીલે કાહે આપ અલસાત. મૈં જાનું.
સુભ સુખરૂપ સમાગમકો શ્રમ રે, (૨)
છેલ કયોં છુપાત હો બતાત સબગાત. મૈં જાનું.
સાચી કહો નથુરામ કે સ્વામી રે, (૨)
અમર રસીલે રમી આયે કહાં રાત. મૈં જાનું. ૮૩

## રાગ આશાવરી. તાલ દીપચંદી.

(હોરીકી ભનક મેરે કાનન પરી હો—એ રાહ.)

અમર ભુપાલ રમેછે ઉમંગે,
રાણીઓ સંગે રસીકવર રંગે. ટેક.

કર પીચકારી ધરી કરી કોડે, (૨)
તાકી હણે તન બંધન તોડે. અમર૦
કેસર ડોલ ભરી ભરી દોડે,
છેતરી ભીંજવે છેલ ના છોડે. અમર૦
અધિક ગુલાલની મુઠી ઉડાવે,
ગુણી નૃપ ગોરીઓને ગભરાવે. અમર૦
દોડી દડા હણે રંગના રાણો,
શ્યામનીઓને ગણી ગણી શાણો. અમર૦
કર ગૃહી કુમકુમ કીચમાં પટકે,
ઉદ્યમી એક ઘડી નહીં અટકે. અમર૦
ભામનીઓના મુખ શશી ભાવે,
બ્હાદુર નર બહુ રંગી બનાવે. અમર૦
ખેલ તણા મદમાં હદ છોડી,
પકડી પછાડતા અંગ મરોડી. અમર૦
કવિ નથુરામનો શ્યામ સુહાગી,
આજ રમતની અનુપ લે લાગી. અમર૦ ૮૪

## હોરી.

(કાના તું કહાં ખીજકો ઇજારદાર—એ રાહ.)

આજ રસિક અમર નૃપ રમત ફાગ;

રાતે ઉરમેં બઢાકર અમિત રાગ. ટેક.
રંગ પતંગ કે હોજ ભરે હે,
ડારત સબકોં વામે લેણી લાગ. આજ૦

હોરી પકર કર રંગે ભીજાવત,
ગોરી ઉભય ગીને ભવ્ય ભાગ. આજ૦

કેસર બરન ઓર કુમકુમ મય,
નયન હરત હે સરવ જાગ. આજ૦

કવિ નથુરામકો કૃષ્ન કલિત નૃપ,
રાજમહેલ ભયો વ્રિજકો બાગ. આજ૦ ८५

## હોરી.

(તજ્ય કૃપાનિધિ કાન—એ રાહ.)

આજ અમર મહારાજ હો. ટેક.
હોરી ખેલત હરખધર, ભુરી અંગ રંગ ભર. આજ૦

કંચનકી પીચકારી પકર કર મારત તુટતે નીવાજ હો;
મુખ મંદ મુસક કર ભર ભર ધીર ધીર. આજ૦

કેસર કે ઘન કીચ મચાવત, ભલ અતરાનકી માજ હો;
અતી અબીર ઉડાવત, ગેરીસેં છાવત. આજ૦

કલીત કુમ કુમે લલીત સોં, ફૈંકત ધરમની પાજ હો ;
ઘટા કરત ગુલાલકી બહુ રંગ જાલકી. આજ૦
દેવ સમાન રમત નૃપ દાની, નિરખનકાં શિરતાજ હો ;
નથુરામકે નયના ભયે રસ અયના. આજ૦ ૮૬

## હોરી.

### (નીકી બની નંદ લરકી—એ રાહ.)

ખેલત હોરી ભરી હિતકી, નિરખો છબી અમર નૃપતીકી.
અધિક ઉમંગ ભરી અંગ અંગન, રંગ ભરી અતી રતીકી. નિરખો૦
રોરી ભરી ધન ધોરીકે રસ ભરી, લાલ ગુલાલ ભરી ગતીકી. નિરખો૦
સુદ મંગલ ભરી ઓર અબીલ ભરી, ગુનગન ભરી મહા મતીકી. નિરખો૦
અતર ભરી નથુરામ નિરંતર, ચોરી હમારે ચિતકી. નિરખો૦
૮૭

## હોરી.

### (સાંવરા મત મારો પીચકારી—એ રાહ.)

આજ રમત હે અમર નૃપ હોરી. ટેક.
કલિત બિબેકકે કુંડ બનાઇ, સુમતી સલીલ ભરોરી ;
ભીતર પ્રેમ પતંગ મીલાયો, રખ હાજર રસ રોરી ;
સુગુન રંગ ગેંદ ગહોરી. આજ રમત હે૦

પ્રબલ પ્રતાપકી કર પીચકારી, સુકૃતી સુ કેશર ઘોરી;
સુયશ ગુલાલ અધિક ઉડાવે, જાહીર ભર ભર ઝોરી;
બહુત બળ બિનય બટોરી. આજ રમત હો૦

આપ ભીંજત યામેં અડગ રહીકે, ગિનગિન બાજબતુ ગોરી;
નિજ જન કે અંગ ઓર ભીંજાબતુ, ગુનિરંગ ગાગર ઢોરી;
ચતુર નરકે ચિત્ત ચોરી. આજ રમત હો૦

બક્રપુરીકો કંત બસંતમેં, ખુબ ખેલારી ભયોરી;
કોટિ વરસ લગી રાજે રસીલો, આશીર બચન બહોરી;
દાસ નથુરામેં દીયોરી. આજ રમત હો૦૮૮

## હોરી.

### (સાવરો બાવરો ભયો—એ રાહ.)

શ્રી અમરેશ અનોખી, રમત બસંત બહાર. ટેક૦

જાં દીલકે રંગ ગેંદ ઉડાવત, અબીર ગોતનકે દાર. શ્રી અમરેશ૦

શાલ દુશાલ કે લાલ ગુલાલન, રેટનકી રંગ ધાર. શ્રી અમરેશ૦

મોહોરન રોરીકી ઝોરી ભરી ભરી, દેત દીનન પર ડાર. શ્રી અમરેશ૦

બહુ જાચક રંગ ભીને બનાયે, રહે નથુરામ નિહાર. શ્રી અમરેશ૦

૮૯

## હોરી.

(સાવરા મત ડારો પિચકારી—એ રાહ.)

રમત જમાઇ અમર મહારાજે—ટેક.

ગહરે ગુલાલકી છાઇ ઘટા નભ, અબીર છટા અતિ છાજે,
આમ ગુલાબકો બરસન લાગ્યો, ગરજ મુરજ ધુની ગાજે;
કેસર બીચ બીરાજે. રમત જમાઇ.

સુકે પરે સુગુની સર ભરતે, કર ખંળ પત ઝર પ્રાજે;
પંડિત પપીહ કવી બરહી બને, દે અતી સુયશ અવાજે;
દરપ કરે હરપ દરાજે. રમત જમાઇ.

દાદુર બંદી બહુત લગે ડહકન, નિત પ્રગટત રહેનાજે,
અરથી ઝીંગુર ઝનકાર મચાવે, મુદભર સહિત સમાજે;
જનુ જશ બાજીંત્ર બાજે. રમત જમાઇ.

બદલિ બસંત બનાઇ બરષા, આમ ઇંદ્ર સુખ સાજે,
જય જયકાર જમાયો જગમેં, ભલ ઝલરાનકી બાજે;
સુ નિત નથુ કવિ પૈં નિવાજે. રમત જમાઇ. ૯૦

# પરચુરણ કવિતાઓ.

## રાસડો.

(ગાઓ ગાઓ મનહર ગુણભર ગીત રે-એ રાહ.)

મનહર સુખકર વંકપુર ગામ રે, રાણાતણું રાજછે રે લોલ.
ગુણભર શુરભર નૃપતીનું નામ રે, અમર મહારાજછે રે લોલ.
રતિભર, મતીભર સાખના સુજાણ રે, મહદ મકવાણછે રે લોલ.
રસભર જશભર શુભ ઝન્નરાણ રે, જાહીર જગે જાણછે રે લોલ.
પ્રીત રીત પાળે, અનંતને ઉધારે, નીચ કીચ ટાળે, મદાંધ જોધ મારે,
બુરાં કુડાં ને બાળે, છકેલ ને સંહારે, પુરા શુરાની પ્યારે વ્હાલો
ચડેછે વા'રે. મનહર.

લીધા ને લેછે સુન્નાવ સ્નેહી સાથથી,
દીધાં ને દેછે હજારિ દાન હાથથી;
પીધાં ને પ્યેછે પિયૂષ પ્રેમ પાથથી,
કીધાં ને કેછે ગુણી ગુણો સુગાથથી.

ધ્યાની મુદ ધામનો, ઉદધી આરામનો,
હીરો હદ હામનો, નાથ નથુરામનો. મનહર સુખકર. ૫૧

---

## ગરબી.

(આંબા વનની કોયલ બોલે એ રાહ.)

સૌથી શાણો રાણો અમારો, અમર અભિષ્ટ ધારી જો આ,
અમર સદા સત ધારી જો આ. સૌથી.

ભુખ મરાના ભારે દુઃખોથી, (૨)
લીધાં અનંત જનોને ઉગારી હો રે'મધારી. આજ.
પોતે પધારી ધરેશ્વર પ્રીતે, (૨)
ધિરો છાંટે સૌને ધીરજ વારી હો રે'મધારી. આજ.
અન્ન વસ્તર તણા ઓઘ લુટાવી, (૨)
દોહેલાં દુઃખો દીધાં તુર્ત ટાળી હો રે'મધારી. આજ.
નવલ ઉદાર નથુરામને નાથે, (૨)
દુઃખ હોળી હરી દિધી દીવાળી હો રે'મધારી. આજ. ૯૬

## ગરબી.

શુભ વંકપુર તણો શ્યામ છેરે લોલ,
અમર આનંદી અભિરામ, સુખ ધામછે રે લોલ,
કિર્તી ભરેલાં જેનાં કામછે રે લોલ,
પાળે પાળે પ્રજાને પ્રિતે, આનંદ ધરી ચિતે રે;
ટાળે ટાળે નીચાંને નિત્યે, રાજાની રીતે, ગાઓ ગુણ ગીતે રે.
આપે આપે સદા ન્યાય સારો, ધીરજ ધરનારો રે,
માપે માપે મતીનો ક્યારો, પ્રજાનો પ્યારો, નયનનો તારો રે.
રાખે રાખે ઉત્તમને રાગે, પોતાની આગે રે,
દાખે દાખે પુરે પ્રેમ પાગે, લાયક ને લાગે, દુષ્ટોને દાગે રે.

સાચ્યો સાચ્યો છે રાણો શુરો, પ્રતાપે પુરો રે,
રાચ્યો રાચ્યો છે રંગેથી રૂડો, ન એછે અધુરો હિન્દુનો હીરો રે.
ગાયે ગાયે ગુણી ગુણ ગામે, જબર જશ જામે રે,
થાયે થાયે વિજય ધ્વની ધામે, કહું નથુરામે, હૃદયની હામે રે. ૯૭

## ગરબી.

(અમે જાશું સરદાર બાગ જોવાને-એ રાહ.)

અમે જોયા અમર મહારાજાને, (૨)
રસિક રાજવીર રૂપ, શુદ્ધ નિતીનું સ્વરૂપ,
અખીલ ભૂપમાં અનૂપ. અમે જોયા.

રજપૂતનો અદ્ભુત રંગ અંગે રહ્યો,
દયા દાનનો દીમાગ અંગ સંગે રહ્યો;
પરમ નરમ ધરિત પ્રેમ, અચળ અડગ ધરિત નેમ,
સરવ સુજન ઉપર રેમ. અમે જોયા.

રાજકાજમાં દરાજ બુદ્ધિ રાખે સદા,
અધિક અનુભવી ઉદાર ભવિષ્ય ભાખે સદા;
ધીરજ ધારી ધરે ધર્મ કરે કલિત લલિત કર્મ,
શૂર સહુની રાખે શર્મ. અમે જોયા.

પક્ષપાવ વિના વાત નથુરામે કહી,
સરવ સત્ય છે અસત્ય જરી જાણો નહીં;
આપો આશીષ સરવ સરસ પુરણ હૃદય ધારી હર્ષ,
જીવે નૃપતી કોટી વરષ. અમે જોયા. ૯૮

## ગાયન.

(રાગ કાલીંગડો તાલ દાદરો.)

અમર અવતારી રે, અમર અવતારી;
જેને પૂર્ણ નીતિ પ્યારી રે, જેને પૂર્ણ નીતિ પ્યારી રે—ટેક.
ઉત્તમ કુળ ક્રિયા અતી ઉત્તમ, ઉત્તમ આપ સ્વરૂપ,
ઉત્તમ તાત ને માતછે ઉત્તમ, ઉત્તમ નામ અનૂપ રે. અમર.
ઉત્તમ શુદ્ધ સ્વસૂર શિશોદીયા, જોઉ બીજા જદુરાણુ,
ઉત્તમતા અવધી મહીં ઓપે, ભૂપતિ જાલો જાણુ રે. અમર.
એકથી એક અધિક થયાં, જેના ઉત્તમ વડવા વીર,
ઉત્તમ જશ સમશેરથી છાયો, સાગર પેલે તીર રે. અમર.
ઉત્તમ છત્ર પરે રહ્યો શોભી, ઉત્તમ શક્તિનો હાથ,
કેમ ન હોય કહો અતિ ઉત્તમ, એ નથુરામનો નાથ રે. અમર. ૯૯

## ગાયન.

(હાંહાંરે જેણે પ્રેમ પુરો ન પીછાણ્યો—એ રાહ.)

હાંહાંરે પુર્ણ પ્યારો (૨) આનંદ ભરનારો હો,
એતો અમર ભુપાલ અમારો હાંહાંરે. એતો.

સદ્‌ગુણીઓનો શીરમણી સાચો,
નૌત્તમ નિતીમાં કાંઇ ન કાચો;
હાની સરવ હરનારો હો. એતો.

કવિ ગુણી પંડિતને પ્રેમથી પાળે,
બાહુ બળથી બધમાનીને બાળે;
નીચ નરોથી ન્યારો હો. એતો.

સ્નેહથી રાખેછે નટવર સંગે,
વિર રંગાણો છે વિજયને રંગે;
રાજ ધરમ ધરનારો હો. એતો.

કવિ નથુરામનો શ્યામ છે શાણો,
રાખેછે દૂર પ્રપંચીને રાણો;
નેહીના નયનનો તારો હો. એતો. ૧૦૦

## ગાયન.

### રાગ માઢ.

(શીદ કલપાવો સતાવો હુંછું—એ રાહ.)

ગુણ ગ્નાતા, દેવી દાતા, વિશ્વ વિખ્યાતા,
મારા અમર મહીપ અનુપ—ટેક.

નેકી છે, ટેકી છે, વિવિધ વિવેકી છે, એકીછે વચને અતૂલ,
ધરી વરતા, મુદ ધરતા, દિન જનના, દુઃખ હરતા,
આનંદ આપી અમૂલ. ગુણ ગ્નાતા.

મંગળ કર, છે નરવર, સ્નેહીનું સુર તરૂવર, ધરપર છે ધારણ ધીર,
નીતિથી, પ્રિતીથી, રાજાની રીતીથી, શોભે છે બહુ શુરવીર.
ગુણ ગ્નાતા.

નિજ તનથી, નિજ મનથી, નિજ ધનથી, નિજ જનથી,
પ્રાળે પ્રજા ધરી પ્રાણ,
સ્નેહથી સંતને રાખે મહંતને, વાળે અસંતનો ધાણ. ગુણ ગ્નાતા.

ઉત્તમ અંતર, નેહી નિરંતર, સુયશ દિગંતર ધામ,
ઘણું જીવો, કુળ દીવો પરમ સુરસ પીવો નેહે કહે નથુરામ.
ગુણ ગ્નાતા. १०१

## ગાયન.

(કારી ઘટા કોયલ ઝનકારી—એ રાહ.)

ઝલરાણ, (૨) પ્રાણથી પ્યારો, રહો અવિચળ અમર અમારો,
સુખ ખાણ, (૨) ધર્મ ધરનારો, બર તેજ નયનનો તારો—ટેક.

વર વંકપુરીનો રાજા, મનહર ક્ષત્રિની માજા,
વિધ વિધ વાજે યશ વાજાં, અંતરે, નિત નિત ધરે;
કાજ શુભ કરે, કિરતીનો કયારો. રહો અવિચળ.

મુદ ભરણ મહદ મકવાણો, સહુ નૃપતીમાં છે શાણો,
લઘુ વયમાં પ્રૌઢ ગણાણો, ધરી પ્રીત, ચાહીને ચિત,
રસિકની રીત, ધીર ધરનારો. રહો અવિચળ.

છે મંગળ દાયક રીતી, છે શુદ્ધ સરવ પર પ્રીતી,
જબરા અરિ લીધા જીતી, કરી મહી, સત્ય ગુણ ગ્રહી;
કર્યા દ્રઢ રહી, સત્ય યુગ વારો. રહો અવિચળ.

ઉત્તમને શુભપદ આપ્યાં, વળી સ્થીર કરીને સ્થાપ્યાં,
અધમોનાં મૂળ ઉથાપ્યાં, ગુણ ગ્રામ ગણે નથુરામ,
અતી અભિરામ, હર્ષથી હજારો. રહો અવિચળ. ૧૦૨

## ભજન.

(નાખેલ પ્રેમની દોરી ગળામાં અમને—એ રાહ.)

અમર અમર અધિકારી, આનંદી રાજા. ટેક.
ફળતી ધરામાં ધીરે, વિગતેથી વરષે નિત્યે, (૨)
ખાંતેથી છોડી દે ધરા ખારી. આનંદી૦
સરવ તરૂને શાણો, સપલ્લવ કરતો સ્નેહે, (૨)
જોરથી જવાસાઓને જાળી. આનંદી૦
ખાલી પડેલાં સર સરીતાને ભરતો ભાવે, (૨)
અભિમાન ઉદધી તણું ગાળી. આનંદી૦
મોરને પપીહા તણા પ્રાણને બચાવે પ્રેમે, (૨)
વ્હાલથી સીંચીને રાણો વારી. આનંદી૦
દિનો દીન દાદૂરને બિરદ બોલાવે બોળાં, (૨)
જીવનની જોરે ધારા ધારી. આનંદી૦
કવિ નથુરામ કહેછે અચળ બીરાજો એતો, (૨)
વંકપુર તખ્તનો વિહારી. આનંદી૦ ૧૦૩

---

## ગાયન.

ભલા ભૂપતી ભ્રમર છો અમર મહારાજ. ટેક.
સાફ સુગંધથી સ્નેહ કરોછો રે,
ગુણ ચાહોછો ગુલાબ તજી કંટકથી કાજ. ભલા૦

ઉતપતી સ્થાનક કાદવ કચરો રે,
એ વિસારી ગૃહો કમળને મહીપની માજ. ભલા૦
ઉત્તમ એક ગુણે કરો પ્રીતી રે,
એવી રીતી શાણા રાણા દાની રાખોછો દરાજ. ભલા૦
કોટી વરસ લગી જીવો જગતમાં રે,
સુખે સ્વામી નથુરામ તણા બની શીરતાજ. ભલા૦ ૧૦૪

## આશીર્વાદ કાવ્ય.

### ગરબી.

(આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાહ.)

પામજો પુરણ પ્રતાપ, આપ અમર મહારાજા;
વામજો તનના તાપ, આપ અમર મહારાજા. ટેક.
આદિત જેવા પ્રકાશમાં પુરા, શોભજો સરવ ભુપાળમાં શુરા;
ચોરો તણા કરી ચુરા, આપ અમર મહારાજા. પામજો.
સુર્ય સમાન પ્રજા નિજ પોષો, જાલિમ જનના જીવન સોસો;
વર વિત્તના ભરો કોશો, આપ અમર મહારાજા. પામજો.
મંગળ ગીતથી નિત ઘર ગાજો, વાજાં આનંદનાં પ્રીતથી વાજો;
સુર સમ સુખમાં છાજો, આપ અમર મહારાજા. પામજો.
બુધ જનની શુધ લધ ધન આપો, કિરતી કલિત કરી મહી માપો;
છાપ સુજશની છાપો, આપ અમર મહારાજા. પામજો.

ગુરૂદળ ગુરૂબળ ગુરૂધર પામો, જગતમાં જીવિત ગુરૂ કરિ જામો;
વેરીઓ સરવે વિરામો, આપ અમર મહારાજા. પામજો.
શુક્ર સમાન સદા રહો રાણા, મૃતક જીવાડો દઈ બહુ દાણા;
નિત નિત ખરચી નાણાં, આપ અમર મહારાજા. પામજો.
શની સમ પુરૂષ ન રાખજો સંગે, રંગો શરીર ઉદારને રંગે;
દાન દ્યો અધિક ઉમંગે, આપ અમર મહારાજા. પામજો.
વાર રચી નથુરામે રૂપાળા, અરપી છે આશીરવચનની માળા;
કંઠે ધરી મહીમાળા, આપ અમર મહારાજા. પામજો.

૧૦૫

## ગરબી.

(વા'લા મારાશરે મથુરામાં ગયારે લોલ—એ રાહ.)

સખી પડવે એ પૂરણ પ્રીતથી રે લોલ,
ગુણ ગાઓ અમર તણા ગીતથી રે લોલ.
સખી બીજે તે બળીયા ભૂપને રે લોલ,
આપો આશીષ આનંદ રૂપને રે લોલ.
સખી ત્રીજે તે તંત ધરી કરી રે લોલ,
લીયો વા'લેથી વારણા ફરી ફરા રે લોલ.
સખી ચોથે તે ચંચળ રાજને રે લોલ,
સહુ નિરખો તજી ઘર કાજને રે લોલ.

સખી પાંચમે પરમ પવિત્રને રે લોલ,
ચિત્તે ધરજો ચાતુરના ચિત્રને રે લોલ.
સખી છઠ્ઠે તે છળ કપટો તજી રે લોલ,
પામો રિદ્ધિ અમર ભૂપને ભજી રે લોલ.
સખી સાતમે સરવ પ્રકારથી રે લોલ,
પ્રિયે ચાહો ભુપાળ તણું પ્યારથી રે લોલ.
સખી આઠમે અધિક ઉમંગથી રે લોલ,
ગણો સફળ જનમ એના સંગથી રે લોલ.
સખી નોમે તે વંકપુર નાથને રે લોલ,
રાખો રાજી ગણી ગુણ ગાથને રે લોલ.
સખી દશમે તે દેવ શરીરનું રે લોલ,
હરી ધ્યાને માગો શુભ ધીરનું રે લોલ.
સખી એકાદશી તણે દીવસે રે લોલ,
માગો અમર તણું અમરે વસે રે લોલ.
સખી બારશે બહુ બળ રાજનું રે લોલ,
ચાહો અચળપણું એના તાજનું રે લોલ.
સખી તેરશે તેજ ઘણું વધે રે લોલ,
એવું માગો જઇ મંદિરો બધે રે લોલ.
સખી ચૌદશે ચૌદ ભુવન તણા રે લોલ,
દેવ આપે સુખો ન રાખે મણા રે લોલ.

સખી પુનમે પુરણ કૃપા કરી રે લોલ,
નવે નિદ્ધિ દે દેન ભુવનો ભરી રે લોલ.
સખી પન્નર તિથિ પ્રેમ ધામની રે લોલ,
કોડે કીધેલ કવિ નથુરામની રે લોલ. ૧૦૬

## ગરબી.

(રવી ઉદે આ ઘડીયે થાશે—એ રાહ.)

કારતકે કિરતી કરી જગ ફરતી, ધીર દીપાવો ધરતી,
સુંદર સુરતી રે આપ અમર નૃપતી.
માગશર માસે હરષ હુલાસે, રહેજો વિવિધ વિલાસે;
પ્રિયજન પાસે રે, આપ અમર નૃપતી.
પોસમાં પ્રીતે, રાજની રીતે, ગવરાવો ગુણ ગીતે;
નવ નવા નીતે રે. આપ૦
માઘમાં મનહર, નેહ નિરંતર, ક્ષત્રિ વીર ક્ષમાધર;
રાખો રમાધર રે. આપ૦
ફાગણ ફાવો, લહી શુભ લાવો, ભાવિકને મન ભાવો;
હિતુને હસાવો રે. આપ૦
ચૈતર ચીત્તે, હરદમ હીતે, શણુ રસની રીતે;
પાળજો પ્રીતે રે. આપ૦

માસ વૈશાખે, રાણી રાખે, દેવ દયાથી દાખે,
આનંદ આખે રે. આપ૦
જાહીર જેઠે, અરી દુઃખ વેઠે, નાખો ઘરામીને હેઠે;
વિક્રમ પેઠે રે. આપ૦
માસ અષાઢે, બહુ બળ ગાઢે, ગાજો વિજય રવ ગાઢે,
અંતર ટાઢે રે. આપ૦
શ્રાવણે સુંદર, કરી શુદ્ધ મંદીર, પ્રેમી બનજો પુરંદર,
સ્નેહે સમંદર રે. આપ૦
ભાદરવે ભલ, ચાતુર ચંચળ, બા'દુર વીર ધરી બળ;
ખાંતે હણો ખળ રે. આપ૦
આસોને ન્યાળો, અતી સુખ વાળો, પોતાનાં જન પાળો;
ભય નહીં ભાળો રે. આપ૦
આનંદ આણી, વિવિધ વખાણી, કહી નથુરામે વાણી;
લ્યો સત્ય જાણી રે. આપ૦ ૧૦૭

---

## ગરબી.

(અરે લાલ હલવો વેચાય મુંબઇના ચોકમાં—એ રાહ.)

રૂડો રાજ રસિયો અમરેશ, રહેજો આનંદમાં. ટેક.
સજો દંપતી દરાજ, સુખ સંપતીના સાજ. રાજરસિયો૦
બાંધી પુન્ય તણી પાજ, કરે કિર્તી ભર્યા કાજ. રાજરસિયો૦

ધરી તેજ ભર્યો તાજ, હર્ષ ધારી હિન્દુ માજ. રાજરસિયો૦
આપી દીનને અનાજ, લે આશિષના અવાજ. રાજરસિયો૦
નવિન નુક્તાનો નિવાજ, દિયે અધિક દાન આજ. રાજરસિયો૦
નથુરામ તણાં આજ, પુરણ કરશે સરવ કાજ. રાજરસિયો૦
૧૦૮

## ગરબી.

(મારૂં મન મોહ્યુંરે શ્રી ગીરધરલાલજીને લટકે—એ રાહ.)

જુગ જુગ જીવો રે, અમર નૃપાલ અમારો, (૨)
ધીર ધણી ધરનારો. જુગ જુગ. ટેક.
અવની પર રહે અચલ અહોનીશ, (૨) જેમ નભે ધ્રુવ તારો. જુગ૦
ઇંદ્ર સમાન કરે અતિ ઉત્તમ, (૨) વિધ વિધ નિત્ય વિહારો. જુગ૦
હરઘડી હિન્દુની ઢાલ બની રહે, (૨) હાની સરવ હરનારો. જુગ૦
તેજ મહીં રવી તુલ્ય તપે નીત, (૨) પ્રભુ નથુરામનો પ્યારો. જુગ૦
૧૦૯

## ગરબી.

(હીંચમાં ગવાય છે.)

રાજ જામબાના જાયા ઘણું જીવજો, આનંદી અમર મહારાજ રે. રાજ૦
નેમધારી પાળો પ્રજા અતી પ્રેમથી, ખેમ રહો તેજ ભર્યો તાજ રે. રાજ૦

માન લીયો મોટા મોટા મહીપાળમાં, દાન દીયો દીનને દરાજ રે. રાજ૦
કોડ ધરી કરજો કળાધર કિરતી, મોટા ઝલરાણુ તણી માજ રે. રાજ૦
પ્રેમ ધરી પાળો કવિ નથુરામને, નિત્ય નિત્ય નુકતે નિવાજ રે. રાજ૦
૧૧૦

## ગરબી.

(આવજો આવજો આવજો રે—એ રાહ.)

રાજને રાજને રાજને રે, દુવા દેજો અમર મહારાજને. ટેક.
કમર પરે રહે અચળ કટારી રે, દુઃખ હર તેગ દરાજને રે. દુવા૦
શીર પર છત્ર અટલ રહે શોભી રે, તેજ ભરેલા તાજને રે. દુવા૦
રસિક રમા રહે ખૂબ ખજાને રે, સુરસમ લે સુખ સાજને રે. દુવા૦
કવિ નથુરામનું કલ્પતરૂ છે રે, હરખથી હિન્દુ માજને રે. દુવા૦
૧૧૧

(ઘેલી મને કીધી શ્રી નંદજીને લાલે—એ રાહ.)

મહાન માન પામજો અમર મહારાજા ;
જહાંનમાં જશે કરી દીપો રસિક રાજા. મહાન૦
સદાય ભોજ તુલ્ય મોજ લાવી દાન દેતા,
અસત્ય સત્ય વાતને, સમસ્ત જાણી લેતા ;
સદા સુભાષિ વાક્ય, કોઇને કટું ન કેતા. મહાન૦

ઉદાર દિલ જેહનું દયા ભરેલ દીસે,
અમી નિવાસ આંખમાં કૃપા ભરી અતીશે;
હરોજ હાસ્ય હર્ષમાં, કદી રહે ન રીસે. મહાન૦
ખરા સુક્ષત્રિ ધર્મના તમામ મર્મ જાણે,
પીડે સમસ્ત પાપીને પવિત્રને પ્રમાણે;
દુઃખી વિલોકી દીનને દયા અપાર આણે. મહાન૦
નવાં નવાં નિતિ ભર્યાં કરે કલીત કામો,
દરોજ દેવ તુલ્ય વાપરે દયાલ દામો;
જુગો જુગે નાથ નથુરામ તણો જામો. મહાન૦ ૧૧૨

## ગરબી.

(લલના નહીં થાય લગાર કામણુ મંત્રકસે—એ રાહ.)

કરો કોટી વરસ લગી રાજ, આપ અમર નૃપતી;
મઘવા સમ લ્યો મહારાજ, સુખ વૈભવ સુકૃતી. ટેક.
શશીમાં જ્યાં લગી શીતપણું રહે, પોષણતાનો પ્રેમ રે;
સીત બની ત્યાં લગી પ્રજા પોષો, નૌતમ ધારી નેમ. આપ૦
જ્યાં લગી ભાનુ પ્રચંડ કરેથી, શોષે જીવન સર્વ રે;
ત્યાં લગી સોસો પ્રચંડ કરેથી, અરી જીવન ધરી ગર્વ રે. આપ૦
જ્યાં લગી સૃષ્ટી કર્યા કરે સૃષ્ટા, ખુબ ધરીને ખંત રે;
ત્યાં લગી કામ કરો કિરતીનાં, આનંદ ધારી અનંત. આપ૦

જ્યાં લગી શંકર અધમ ઉધારે, પુરણ ધારી પ્યાર રે ;
ત્યાં લગી અધમ ઉધાર કરો, નથુરામના અન્નદાતાર. આપ.
११३

## ગરબી.

### રાગ માઢ.

અરે હાંરે અમરેશને, (૨) આનંદ આપે ઇશ્વરા અમરેશને. ટેક.
સુખ શાંત્તી દો સો ગુણી રે, જશ દેજો જગદીશ્વરા અમરેશને.
સુત વિત્ત સંપતિ આપજોરે, ધર્મ દેજો ધરણીધરા અમરેશને.
કુળ અભીમાનના કોડથી રે, (૨) કર્મ દેજો કુમતિ હરા અમરેશને.
નાથ સબળ નથુરામને રે, વિજયી કરો વિશ્વભરા અમરેશને. ११४

## ગાયન.

### રાગ—માઢ.

અમર મહારાજાને ઘણાં ખમ્માં,
ખમ્માં, ખમ્માં, ખમ્માં, ખમ્માં, ખમ્માં.
રસીલો રાણો જીવે વંકપુરી રાજ, આજ મહારાજાને ઘણાં ખમ્માં. ટેક.
મનહર મુર્તિ, સુંદર સુરતી, રાજ છે શાણો શાણો ;
સરવ પ્રજાને સુખકર, દુઃખ હર, મહારાજાને ઘણાં ખમ્માં.

મંગલ દાયક લાયક હિન્દુ માજ છે, સાચો શૂરા;
શાભે સહુમાં સુદભર, ગુણ ધર, મહારાજાને ઘણાં ખમ્માં.
અધિક યુવામાં વૃદ્ધ વિચારે કાજ છે, પ્રેમી પુરા;
પામે વિજય નથુરામ નરવર મહારાજાને ઘણાં ખમ્માં. ૧૧૫

(મારૂં મન તુંથી લાગ્યું નથી બીજે લગાર—એ રાહ.)

જીવા જશનામી ઝાઝું, આનંદી અમરેશ,
દુઃખ અંધકાર હર એ અમારા દિનેશ. ટેક.
રસિક છે રાણા, સદ્ગુણી શાણા, (૨)
સુખ આપનારા, વસુધામાં સાચો સુરેશ. જીવો૦
નિત નીરમાની છે નૃપ દાની, (૨)
હિંમતધરણ હારા હિન્દ હીરા હમેશ. જીવો૦
ઓપતા અંગે રજપુતી રંગે, (૨)
ખરેખરા ક્ષત્રિવીરા, બહાદુરી ભર્યો બેશ. જીવો૦
કહ્યું નથુરામે વંકપૂરી ગામે, (૨)
રાજે છત્ર ધારીને છબીલો નિકો નરેશ. જીવો૦ ૧૧૬

## હરીગીત.

સમૃદ્ધિ સુખ સુરેશ સમ અવિચ્છીન આ અવની મહીં,
હરિશ્ચંદ્રના સમ સત્ય જ્યાં કૌશિક કષ્ટો દે નહીં;

ધન ધનદ સમ, વર્ત્તિત દશાનન સમ, અસુરની નીતથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૧૭

વળી કરણ સમ દાનીપણું જશ જગતીમાંહિ જમાવવા,
પારથ પ્રમાણ પ્રતાપ ગુણ ગણુ ગરવ યુક્ત ગજાવવા;
સહુ શોકને નિજ લોક કાઢે જનકની શુભ રીતથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૧૮

નિજ પ્રજા પાલન માટ રીત કલીત રઘુવરજી તણી,
અચળત્વ ધ્રૂવ સમાન માન મહાન દાન દયા ઘણી;
કરમાં હુમાયૂ છાંયના ગુણ ગાય ગુણીજન ગીતથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૧૯

પરદુઃખ ભંજન પણું વિક્રમ તણું વસુધામાં ગ્રહે,
મશ લોભ ભોજ ભુપાળ સમ ઉરમાંહિ વાસ કરી રહે;
ધનસાફ આપે અદલ અકબર રીત ધારી ચિત્તથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૨૦

શત્રુ પરે શુરવીરતા રાણા સમર જેવી રહે,
નિજ ટેક માટ પ્રતાપ ભૂપ પ્રતાપ તુલ્ય સદા ગ્રહે;
દિન દિન દિસે ચડતી કળા ખળદળ કરે વશ જીતથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૨૧

કવિ કોવિદોનાં કષ્ટ કરવા નષ્ટ નિત ઉમંગે અતી,
અભિનવ ફળો આશ્રીતને આપી હરે વિપતી અતી;
પદ અમર તરનું કલિ મહિં પામે પ્રભાવ અમીતથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૨૨

વદને વસે વાગીશ બાહુમાં પ્રબળ વાયૂ વસે,
મનમાં વસે નિજ ધર્મ શર્મ સુકર્મમાં વૃત્તિ ધસે;
શ્રુતિ સેતુ સહ ધુરિ ધર્મની ધારે અચળ બળ વિત્તથી,
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૨૩

ઉજવળ કરી અવની અમિત સ્થળ સ્થળ પ્રસારી કિરતી,
કરી દુર્ગ દશ દીશમાં પ્રચંડ પ્રતાપનો ધારી ધૃતી;
નથુરામ ઠામો ઠામ જામે જામ કિરતી કલિતથી;
અરપો સદા અમરેશને એ ઈશ પૂરણ પ્રીતથી. ૧૨૪

### કાફી—તાલ દીપચંદી.

અમરસિંહ ભૂપ અમારા, રાખો અમર રઘુનાથ—ટેક.
પર ઉપકાર મહીં છે પુરા, ધર્મ ધુરંધર ધીર,
સત્ય બચાવવા કારણ શૂરા, વિનય ભર્યા છે વીર;
મુરખના મદ હરનારા. રાખો.
મિત્ર પવિત્ર સદા રહે સાથે, નટવર નવલ ઉદાર,

મનહર મંત્રિ રતન રસજ્ઞાતા, વિજય ત્રિજય ભરનારા;
અનુપ રતિ આચરનારા. રાખો.
દેવ સભા સમ જ્યાં દેખાયે, સુખ પ્રદ સત્ય સમાજ,
શક્ર સમાન સરવ સદ્દગુણમય, અમર ધરે શિરતાજ;
નિરખી નયનો ઠરે મારાં. રાખો.
દિર્ઘ વખત બહુ દૂર રહ્યાથી, ઉર હતું દુખિત અપાર,
અન્નદાતાના આજ દરશથી, સુખમય ગણું સંસાર,
પ્રભુ નથુરામના પ્યારા. રાખો–અમર. ૧૨૫

## ઠુમરી.

સદાયે સુખ પામો અમર મહારાજ,
વિષમ દુઃખ વામો જાહીર ગુણ જાજ—ટેક.
પરમ ધરમ ધારણ કરી ધીરા, સાચવજો કુળ ધર્મ,
વસુધામાં વિખ્યાત બની નિત, કરી કિર્તીનાં કર્મ. સદાયે.
પ્રજા પપીહાનાં દુઃખ હરજો, ધરી સુખવારી ધાર,
સાચવજો સ્નેહીને આણા, પુર્ણ વધારી પ્યાર. સદાયે.
પરમાનંદ અખંડ પસારો, જોર ભર્યા ઝલરાણ,
ઉત્તમને અરપો સુખ સારાં, પાપીનાં લઇ પ્રાણ. સદાયે.
ધીંગો યશ ધરણીમાં ધારી, નૌત્તમ છાપો નામ,
કવિ નથુરામ તણા કોડેથી, કરજો પૂરણ કામ સદાયે. ૧૨૬

## ગાયન.

(વહાલા જાણુંછું બધી વાતરે—એ રાહ. રાજયોગીમાંથી)

આનંદે રાખો અવિનાશ આ અમરેશ અમારા,
દુઃખ હરનારા પ્યારા સરવ પ્રજાના સુખરાશ,
આ અમરેશ અમારા—આનંદે.
નેક ટેક ધારણ કરે, એક વચની વરવીર,
સત્ય વાત શોધક સદા, ધર્મ ધુરંધર ધીર. દુઃખ હરનારા.
પ્રેમ નેમ પ્રતિમા પરમ, શુદ્ધ હેમ સુવિચાર,
રેહેમ ભરેલું હૃદય હદ, વ્યર્થ વ્હેમ ન લગાર. દુઃખ હર.
કવિ કોવિદનું કલ્પતરૂ, ખળમદ ગંજન ખડગ,
રસમુર્તિ સુરતી સુભગ, ઉગ્રભાગી અતિ અડગ. દુઃખ હર.
પારસ તુલ્ય પરસ સરસ, કરે કુધાતુ સુધાતુ,
નિશ્ચય કવિ નથુરામના, ભયહર ભવ્ય વિધાતુ. દુઃખ હર. ૧૨૭

---

## ગાયન.

(જોયા જોયા જોગીરાજા છબીલા—એ રાહ.)

રાજો સદા સુખ સાજો રસીલા, ભાવે અમરસિંહ ભૂપતી;
ગાજો, યશે ક્ષિતી છાજો સદાયે, પામી અખંડિત ઉન્નતી,
દુષ્ટોને દુરે કરી, સદ્‌ગુણી રાખી સાથ;
રાજ્ય ચલાવો રસિક નૃપ, ગવરાવી ગુણ ગાથ.

મુર્ખ તણા મદ નાશ કરી, ગુણીના ગણુની ગણના કરજો;
ક્રુર લબાડ કુડા જનના, ધરિ હિમ્મત ગર્વ સહુ હરજો. રાજો.
પ્રજાપાળ પ્રતિદિન બની, વિવિધ ધરો યશમાલ;
અરપો ઉત્તમ કર્મથી, સબળ શત્રુને સાલ.
નીતિ થકી અતી પ્રીતિ કરી ધૃતિ ધારી, અનીતિ દુરે ધરજો;
ગૌ દ્વિજને ગણી પુજ્ય પ્રિયે, ભય ભષ્ટ તણા ઉરમાં ભરજો. રાજો.
અહનીશ આનંદે ભર્યા, વિધ વિધ કરી વિલાસ;
પ્રભૂ પુરશે આપના, આનંદે અભિલાશ.
ઉત્તમ અત્ર ધરો શીર છત્ર, પવિત્ર સદા ઝલરાણુ તણું;
શત્રુ સમસ્ત તણો કરી અસ્ત, સુ મેળવો માન હજાર ગણું. રાજો.
જ્યાં સુધી રવિ શશી રહે, હરીહર વિધી સુર સાથ;
ત્યાં સુધી તખતેં રહો, નવલ વંકપુર નાથ.
રાજ તણો શીરતાજ રૂડો, ધરી રાજ વધારી કરો બમણું;
દ્યો અવનીપર ઇંદ્ર સમા સુખ, એ નથુરામ આશીષ ભણું. રાજો. ૧૨૮

---

## રાસડો.

(સૈયાં મારૂં બેડું ઉતારો મારે ગળે મોહનમાળા—એ રાહ.)

મનહર મુદભર મોજથી તમે, છાજો સદા છત્ર ધારી;
અમર મહારાણા રૂપાળા—ટેક.
નિત નિત ચિત તણી ચાહથી લીયો,
અધીક સુખો અવતારી. અમર છાજો.

વિવિધ વિભવ લીયો વહાલથી સદા,
સુરપતી સમ સુખકારી. અમર છાજો.
રતીપતી સમ રસેં ઝીલજો બની,
બહુ વસુધામાં વિહારી. અમર છાજો.
નિજ પ્રજા પ્રેમથી પાળજો ગણી,
પરમ નીતિને પ્યારી. અમર છાજો.
પર ઉપકારના પંથમાં નિત,
ભુપ વિચરજો ભારી. અમર છાજો.
નિરખી સુખો નથુરામ કહે ભલે,
જાય હરામીયો હારી. અમર છાજો. ૧૨૯

## રાગ આઠ તાલ—દાદરો.

(નથી માધવ શ્યો નર કોય વિલોકયો વિશ્વ બધીમાં રે-એ રાહ.)

ચોંપે ચાલતા ચટકતી ચાલ, મહીપતી આવો મ્હેલે રે—ટેક.
વ્હાલા વંકપુરના સ્વામી, અમેં જોઇ આનંદ પામી;
ધીંગી હિન્દુ ધરમની ઢાલ, મહીપતી આવો મ્હેલે રે.
અમે નિત આનંદી રાણા, ગાઇ આપ ગુણનાં ગાણાં;
નહીં ભુલશો દીન દયાલ, મહીપતી આવો મ્હેલે રે.
દરશનથી દુઃખ અમારાં, નક્કી નૃપ થાયછે ન્યારાં;
હરો સ્નેહીનાં અંતર સાલ, મહીપતી આવો મ્હેલે રે.

વિનયસિંહ સુત વિવેકી, અમરનૃપ ઉત્તમ ટેકી;
નથુરામને કરવા ન્યાલ, મહીપતી આવો મ્હેલે રે. ૧૩૦

# રાગ ગરબી.

## (આજ પ્રીતમ ઘેર આવશે—એ રાહ.)

ખમ્મા, ખમ્મા, અમર મહારાજને,
ખમ્મા, ખમ્મા, એના તેજ ભર્યા તાજને જીરે, ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એના રસે ભર્યા રાગને,
ખમ્મા ખમ્મા, એની પેચદાર પાગનેજી રે. ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એનાં વ્હાલ ભર્યાં વેણુને,
ખમ્મા, ખમ્મા, એનાં નેહ ભર્યાં નેણુને જીરે. ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એના શૂર ભર્યા ઉરને,
ખમ્મા, ખમ્મા, એના ભાવ ભરપૂરને જીરે. ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એની ચંચળ ચાલને,
ખમ્મા, ખમ્મા, એના વિનય વિશાળને જીરે. ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એની તીખી તરવારને,
ખમ્મા, ખમ્મા, એના કેડના કટારને જીરે. ખમ્મા અમર૦
ખમ્મા, ખમ્મા, એના કુટુમ્બ તમામને,
ઘણી ખમ્મા, નથુરામ તણા શ્યામને જીરે. ખમ્મા અમર૦
૧૩૧

## ગાયન.

(થયા છોરે પતી તેજ પ્યારી તનના—એ રાહ.)

સુખ લ્યોરે અવનીપર અમર અમર મહારાજા આજ. ટેક.
દેવઅંશી દાતાર દયાળુ, જશધારી ગુણ જાજ ;
બનો દાની, ગુણ ગ્યાની, હરો હાની, ઉર છાની ;
નિર અભિમાની રાજ રસીલા, તેજ ભર્યો ધરી તાજ. સુખ૦
નિજ કુલ તારો, શત્રુ સંહારો, કરિ કિરતીનાં કાજ ;
દુખ હરતા, સુખ કરતા, મુદ ભરતા, ધરી વરતા ;
અનાથ જનને આશ્રય આપી, ધરો પુન્યની પાજ. સુખ૦
જય જયકાર જમાઓ જગમાં, મહઃ ક્ષત્રિની માજ ;
હિતુ જનના, શુદ્ધ મનના, પ્રેતી ધનના, સુખ તનના,
ધર્મ તણા ધરનાર ધરા પર, લ્યો આશીષ અવાજ. સુખ૦
જ્યાં લગી હરીહર વિધિ રવિ શશી છે, ત્યાં લગી દાની દરાજ ;
સુખ પામો, દુઃખ વામો, જશ જામો, કરી કામો,
કહે નથુરામ અમર અવતારી અચળ રહો તમ રાજ. સુખ૦

૧૩૨

---

## ગાયન.

(અબતો મનવા મેરા છોડી દેને માન—એ રાહ.)

જશધારી ઝાઝું જીવો જગ ઝલરાણુ રાણુ રે. ટેક.

પરમ પ્રકાશ કરોછો કુળમાં, મહદ દીપ મટવાણુ;
અધમ ઉલુકને અંધકરી હરો, પાપી પુરૂપના પ્રાણ, પ્રાણુરે. જટાધારી.
સત કરમો કરીને નૃપ શાણા, લ્યોછો લાખો લાણુ;
ગુણી ગણ ગુણ ગૌરવ ગણી કરતા, જહાન બધીમાં જાણુ, જાણુરે.
જટાધારી.
તોડોછો નિત તંત ધરીને, રાક્ષસના રહેઠાણુ;
મોટા મહંત કરો સંતોને, ભવ્ય વંકપુર ભાણુ, ભાણુરે. જટાધારી.
અમર નૃપાલ અમર અવનીમાં, શોભો ચતુર સુજાણુ;
આશીષ અમર કહી નથુરામે, અમર રહો જગ આણુ, આણુરે. જટાધારી.
૧૨૭

---

## કેરબો.

(કીને દેખાહે યારો મેરા સનમ—એ રાહ.)

સુખે રાજો સદાયે અમર મહારાજ;
અમર મહારાજ શીરે ધારીને તાજ. ટેક.

ધ્રુવની સમાન આ ધર પર ધીરા, (૨)
અચળ બીરાજો કરી કિરતીનાં કાજ. સુખે૦

રવી સમ તેજથી તાપ બતાવો, (૨)
અધમ ઉલુક તણી આંખોને આજ. સુખે૦

હીમકર સમ હિતુ જનના હૃદયને, (૨)
શાંતિ પમાડો મોટી ક્ષત્રીની આજ. સુખે૦
કવિ નથુરામની આશીષ એવી, (૨)
વઢપુરી શક્ર સાજે સંપતીના સાજ. સુખે૦ ૧૩૪

## રાગ પ્રભાત.

**(જા સખી જા નહિં આવું હવે હું—એ રાહ.)**

આજ રસિક મહારાજ અમરને, ઇશ્વર આનંદ આપો રે. ટેક.
સુખ સંપતી રતી વ્હાલે વધારો, ટાળિ ત્રિવિધના તાપો રે;
માન ભર્યા નૃપ મંડળ માંહી, છાપ સુજશની છાપો રે. આજ૦
પ્રતિદિન દિનકર શા પ્રસરાવો, પુહુમી માંહી પ્રતાપો રે;
હદ કિરતીના હંસની સાંકળ, હાથ ગૃહી મહી માપો રે. આજ૦
આપો અનંત વર્ષની આયુષ્ય, શત્રુ શીરે ધરી શ્રાપો રે;
કવિ નથુરામના શ્યામનો સુંદર, વિજય અવનીમાં વ્યાપો રે. ૧૩૫

## આયન.

**(રાજાજી શું આવ્યું ગાંડાઇનું ગાન—એ રાહ.)**

સદાય સુખે રાજો અમર મહારાજ, (૨)
રસીક રસ રંગમાં રે, રાજો અમર.

## સાખી.

પ્રતિદિન પ્રેમ પ્રસારતા કરતા વિવિધ વિલાસ ;
ધરતા રહો હરદમ હૃદય, હરખે હાસ્ય હુલાસ. રસીક૦

વાસવ થકી વિશેષ હો, મુદ આસવથી મસ્ત ;
રાણા રવિ બનીને કરો, અરી ઉડુગણુનો અસ્ત. રસીક૦

ગાજો વિજયા ઘોષથી, અવની તળમાં અત્ર ;
છાજો છેલ છટા ભર્યા, શિરપર ધારી છત્ર. રસીક૦

શુભ કુબેરની સંપતી, વસે ખજાને વાસ ;
મંગલ સહ તમ મ્હેલમાં, નિત્યમુદ કરે નિવાસ. રસીક૦

અતિ અશોકને તોરણે, દ્વારે દીપે રોજ ;
ગાનતાન ગમ્મત થકી, મહીપતી માણો મોજ. રસીક૦

રવિ શશી ધ્રુવ મેરૂ ધરા, જ્યાં લગી ઉદધી આપ ;
નાથ સબળ નથુરામના, ત્યાં લગી રાજો આપ. રસીક૦ ૧૩૬

## રાસડો.

(વાણીયાને હાટે છબીલો ગાજો—એ રાહ.)

રાજ ઘણું જીવો અમર અવતારી,
આજ કુળ દીવો અમર અવતારી. ટેક.

રિદ્ધિ સિદ્ધિ પામો, જાહીર જશે જામો, (૨)
છેલ છત્રધારી, અમર અવતારી. રાજ૦
સૂર તુલ્ય સારા, પ્રતાપ વધો પ્યારા, (૨)
ભૂમી માંહી ભારી, અમર અવતારી. રાજ૦
સૂખ તણે સિન્ધુ, ઝીલોને દીનબંધૂ, (૨)
વીપતી વિસારી, અમર અવતારી. રાજ૦
આપી ઉર હામે, આશીષ નથૂરામે, (૨)
વાર વાર વારી, અમર અવતારી. રાજ૦ ૧૩૭

## રાસડો.

**(મને દરબારમાં જાવા દેને સોનીના છોકરા—એ રાહ.)**

રાજ રૂડો અમર ઘણું રાજે, આનંદથી આજે રે. ટેક.
વર્ષ કરોડ લગી વંકપુર તખતે, (૨)
છત્ર ધરી છેલ ભલે છાજે, આનંદથી આજે રે. રાજ૦
માનીતા મહીપતી મંડળ માંહી, (૨)
એશ વેશ બળીયો બિરાજે, આનંદથી આજે રે. રાજ૦
ધર્મ ધરાપર ધારેછે ધીરો, (૨)
પાપીનો તમામ કરી પ્રાજે, આનંદથી આજે રે. રાજ૦
જગત બધામાં જાહીર જયના, (૨)
ગર્વથી ગંભીર રવે ગાજે, આનંદથી આજે રે. રાજ૦

વ્હાલે વિલાસે હુલાસેથી હરદમ, (૨)
સ્નેહીયોની સંગ સૂખ સાજે, આનંદથી આજે રે. રાજ૦
લાયક ભૂપગુણ ગાયક સમજી, (૨)
નિત્ય નથુરામને નિવાજે, આનંદથી આજે રે. રાજ૦ ૧૨૮

## ગરબી.

(રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં—એ રાહ.)

આપો અધિક સુખો અમરેશને,
આઠે જામ પુરો ઉર હામ, પ્રભૂ પુરી પ્રીતથી.
કરો રક્ષણ દિવસ ને રાત્રીયે,
આપો સંપતી ને સુખ સાજ પ્રતાપ સમાજ. પ્રભૂ પુરી પ્રીતથી.
ભરપૂર ભરો એના ભૂવનો, સદા સ્નેહે દીયો રિદ્ધ સિદ્ધિ;
સુહાગની સિદ્ધ, પ્રભૂ પુરી પ્રીતથી.
ક્ષમા દાન દયા ને દાક્ષણ્યતા,
પ્રેરો પ્રૌઢા જનો સહ પ્રેમ, અખૂટ અનેમ, પ્રભૂ પુરી પ્રીતથી.
જેમ નિર્મૂળ છોડ છે છાજના,
તેમ શત્રુ કરો નિરમૂળ, ટાળો દુઃખ શૂળ, પ્રભૂ પુરી પ્રીતથી.
કરો કાંત્તિ કલિત એની કાંડેથી,
દિયો અધિક રતી મતી દાન, પ્રીતીતણું પાન, પ્રભૂ પુરી પ્રીતથી.

કળા કૌશલ્ય શુકળ શશી સમા,
રાખો વધતા દિવસ ને રાત, સુયશ અવદાત, પ્રભૂ પુરી પ્રીતથી.
સંપ સ્નેહ સુબુદ્ધિ ને સભ્યતા,
રાજો હાજર હુકમે હરોજ, મહદ આપો ઓજ, પ્રભૂ પુરી પ્રીતથી.
આપો આયુષ્ય વરસ અનંતનું,
એછે સાચો અમારો શ્યામ, કહે નથુરામ, પ્રભૂ પુરી પ્રીતથી. ૧૩૯

## ગરબી.

(હુંતો ચલ બજારમાં ગઇતી હો ચલ-એ રાહ.)

અમે બીજાના ગૂણ નહીં ગાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
અમે જાચક થઇ બારણે ન જાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
અમે ચિત્ત મહીં અન્યને ન ચ્હાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
અમે ધીર તજી જાચવા ન જાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
અમે લોભથી નહીં લલચાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
અમે કોઇના નહીં કહેવાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.

આગે છેડો સમર્થનો ન સાંશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને.
નથુરામ દાસ દામના ન થાશું હો બસ,
છેલો અમર નૃપ છોડીને. ૧૪૦

---

### રાગ ભૈરવ ત્રિતાલ.

બહુ જીવો બામાના જાયા, (૨)
અમર નૃપાલ અમર અવતારી, સુંદરજી સુતની માયા. બહુ.
ક્રોડ દીવાળી રાજ કરો કરી, હાથ હુમાયુ તણી છાયા. બહુ.
છત્ર પવિત્ર ધરી અલરાણનું, રસભર કામ કરો રાયા. બહુ.
રાણીજીના રામ રૂપાળા, અતી આરોગ્ય કરી કાયા. બહુ.
દેવકુંવરબાના દેવ દયાળુ, સુખ લ્યો સુંદર ચિત ચાયા. બહુ.
પુત્ર થકી ઘર સુત્ર શોભાવો, કવિ નથુરામે ગુણ ગાયા. બહુ. ૧૪૧

---

## સ્વર્ગવાસી કુમારશ્રી હરપાળસિંહજીની કવિતાઓ.

### સવૈયા એકત્રીશા.

(લાવણીમાં પણ ગવાય છે.)

મંગલરૂપ કરો ક્રિડા વસિ, ઉત્તમ મંગલરૂપ અવાસ,

વારિજ સમ નિકસો વ્હાલેથી, હરદમ ધરતા વરપ હુલાસ;
કલિત લલિત લાંખો વિધિ કેરી, શાંત્તિ અને કુળકાંતિ લહો,
શ્રી અમરેશ તણા યુવરાજ, હરોજ ખુશી હરપાળ રહો. ૧૪૨

ચંદ્ર સમાન કળા ચારૂથી, વધતા જાઓ નીલ નરેશ,
ક્રમથી આપ પ્રતાપ પ્રસારો, દુનિયામાં જયમ બાલ દિનેશ;
કેશરી બાલ સમા કિલકારીં, કરી ગતી કેશરીં તુલ્ય ગૃહો,
શ્રી અમરેશ તણા યુવરાજ, હરોજ ખુશી હરપાળ રહો. ૧૪૩

મગ્ન કરો કુલ માતુ તણાં મન, બહુ વિધિ બાળ ચરિત્ર કરી,
દેવઅંશીં દીપાવો દિન દિન, ભવ્ય ભૂવને ભાવ ભરી;
શશી સમ આપતણું સુખ, દુઃખહર સ્નેહી ચકોર સમાન ચહો,
શ્રી અમરેશ તણા યુવરાજ, હરોજ ખુશી હરપાળ રહો. ૧૪૪

શત હિમંત શત શિશિર અને, શત વસંત ગ્રીષ્મ સુખેં વિતવો,
શત વરષા શત શરદ રૂતુમાં, પામો સુખ જે ચિત ચિત્તવો;
આશીષ નિત્ય નથુરામતણી એ, વિમુખ કલેશ દુઃખ લેશ ન હો,
શ્રી અમરેશ તણા યુવરાજ, હરોજ ખુશી હરપાળ રહો. ૧૪૫

## ગાયન.

(પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે-એ રાહ.)

શાણા સૂરજવંશી શુભ સુર અક્ષી આપછો રે,
હીરા હિન્દના કુંવર હરપાળ;
ઝુલો ઝુલો ઝાલારાણા પ્રિતે પારણે રે—ટેક.

### સાખી.

જડીત નંગ શુભ રંગમય, કનક તણું કમનીય;
પ્યાર પ્રસારક પારણું, સરવ પ્રજાને પ્રીય.

દોરી રેશમની ગુંથેલી છે રતનથી રે, (૨)
વિધ વિધ તણી ગાદીયો વિશાળ. ઝુલો.

ગુણ ગ્રહ ગુલાબકુંવર છે, મહા મતિવંતા માત;
મકવાણા કુળના મણી, અમર અટંકા તાત.

જશધારી છે પ્રમાતા માતા જામબા રે, (૨)
શૂર શિશોદીયા છે મોટું મોશાળ. ઝુલો.

કુળ દીપક છો કોડીલા, અડગ ઉભય છે પક્ષ;
પુરવજ તણાં પરાક્રમો, દીલમાં ધરજો દક્ષ.

સહુ સ્નેહીયોને સુખ દેજો સોગણાં રે, (૨)
પ્રેમે ગોદ્રીજના થાજો પ્રતિપાળ. ઝુલો.

જ્યાં લગી રવિ શશી વિધિ હરી, શેષ મહેશ સમાજ;
ત્યાં લગી આપ અચળ રહો, અમર તણા યુવરાજ.

જય જય તણા શોર કરે જોરથી રે, (૨)
નથુરામ તણી ધટ ધડીયાળ. ઝુલો. ૧૪૬

---

# સદા માનવંતા રાજ્ય માતાશ્રી જામબા સાહેબની કવિતા.

(સહુ પેખો નયન કરી પ્યાસાં—એ રાહ. સરોજીનીમાં.)

જામબા છે, (૨) જગત જશધારી,
આજ અંબા સ્વરૂપ અધિકારી. ટેક.

શુદ્ધ પવિત્ર સાવિત્રી સરખાં,
ચિત્ર ક્ષમા ચમત્કારી. આજ૦

ભોગવતી સમાં ભવ્ય પ્રતાપી,
દીલ દરીયા દુઃખહારી. આજ૦

ઉત્તમ અનુશયા જેવાં આનંદી,
પ્રભુ ભક્તિ અતી પ્યારી. આજ૦

રાજ્ય માતા વડા વંકપુરીમાં,
ધર્મ રહ્યાં દૃઢ ધારી. આજ૦

છત્રપતી તણું છત્ર છબીલો,
પુત્ર અમર પ્રિયે ભારી. આજ૦

નિત નથુરામને નેહે નિભાવે,
સુત સમ ગણી સુખકારી. આજ૦ ૧૪૭

# દીર્ઘાયુ કુંવરી શ્રી તખ્તકુંવરબાની કવિતા.

## ધનાશ્રી.

(કુંવરને હાલરડું વાલું—એ રાહ.)

પારણીયે ઝુલો તખત કુંવરી પ્યારાં ;
તખત કુંવરી પ્યારાં. પારણીયે૦ ટેક.
હળીમળી હરખથી ગાઇ હાલરડાં, (૨)
સંગીતમાં સારાં. પારણીયે૦
લાખો વખત લલચાયે નયન આ, (૨)
નિરખી નયન તારા. પારણીયે૦
સરવ દિવસ સુખમાંહી ગુજારો, (૨)
પીતાં પીયુષ ધારા. પારણીયે૦
માત ગુલાબકુંવર છે ગુણીયલ, (૨)
અમર પીતા પ્યારા. પારણીયે૦
જગ જશધારી દાદી જામબા, (૨)
દિન દુઃખ હરનારા. પારણીયે૦
કવિ નથુરામ કહે સૌ કષ્ટો, (૨)
નિત્ય રહેશે ન્યારાં. પારણીયે૦ ૧૪૮

## ગાયન.

(ઓધવજી અરજ એટલી તમે કાનને કહેજો—એ રાહ.)

મુદ મંગળમાં રહો મોજથી, ધરી તખ્ત કુંવરજા તંતરે. ટેક.

તમે તારા અમારી આંખના, ખુશીમાં રહો ધારી ખંત રે;
રાજ દુહીતા રાજજો, સુખ સાગર માંહી શ્રીમંત રે. મુદ મંગળ૦

ઉઠતાં બેસતાં ચાલતાં અમે, ચાહીયે આપને અંત રે;
જગત મહીં બહુ જીવજો, બની કાજૂ કિરતીવંત રે. મુદ મંગળ૦

છે તાત અનૂપમ ટેકીલા, અમરેશ મહીપ મહંત રે;
શુદ્ધ મોસાળ શિશોદીયા, દિપે દેવ સમાન દીગંત રે. મુદ મંગળ૦

આનંદ દેશે અતી ઘણો, પ્રભુ આણી ઉપાધીનો અંતરે,
નેહ ધરી નથુરામ દીયેછે, આશીરવાદ અનંત રે. મુદ મંગળ૦

૧૪૯

## ગાયન.

(સાહ્ય તમે કરજો પુત્રની ઘનશ્યામ—એ રાહ.)

સાહે તમે કરજો વ્હાલેથી વ્રજરાજ. ટેક.

તખ્ત કુંવરબાને શીર કર ધરજો,
નિત્ય નિત્ય નુકતે નિવાજ. સાહે૦

પરમ ધરમ પાલક પીતુ જેના,
અનુપ અમર મહારાજ. સાહે૦

બાળ વયે બહુ બુદ્ધિ બતાવે,
કરિ કરિ ઉત્તમ કાજ. સાહે૦

અહોનીશ અંગ આરોગ્ય રાખજો,
સોંપી સુખના સાજ. સાહે૦

નિત નથુરામની આશીષ એવી,
આપજો આયુ દરાજ. સાહે૦ ૧૫૦

# સ્વર્ગવાશી કુંવરીબા કીશોર કુંવરબાની કવિતા.

## ગાયન.

(ભલે આવી તું છોડી અમારે ઘરે—એ રાહ.)

ઝુલો ઝુલો કોડેથી કુંવરી કીશોર,
કુંવરી કીશોર, નાચે પારણીયે મોર, (૨) ઝુલો૦
હેતેથી ગાતી બજાતી હીંચોળે, (૨)
દાસી હજાર ધરી હીરના દોર, (૨) ઝુલો૦
આપ હસીને અમોને હસાવો, (૨)
કુંવરી અમારા છો કાળજાની કોર, (૨) ઝુલો૦
આંખો ઠરેછે અમારી અહોનીશ, (૨)
ચંચળ આ મુખડું છે ચિતડાનું ચોર, (૨) ઝુલો૦
તાત અમર અવતારી આનંદી, (૨)
જગમાંહી જેના જશોનું છે જોર, (૨) ઝુલો૦
દેવકુંવરબા કેરાં દુહિતા, (૨)
દાદીમા જામબા ને આપ અમોલ, (૨) ઝુલો૦
જીવજો ઝાઝું તમે તો જગતમાં, (૨)
કવિ નથુરામ કહે કરતાં કિલોલ, (૨) ઝુલો૦ १५१

# કવિ કેશવલાલ શામજી કૃત કવિતા.

## ઢાંડી.

રહો અમર અમર ભૂપતી અમારા,
પ્રજા વર્ગને અમાપ આપ પ્યારા;
નિત્ય નૃપતી ન્યાય અદલ આપનારા. રહો.

રાજ નીતિમાં વિશેષ પ્રીતવાળા,
ધરો ધીર વીજયની મહાન માળા;
કષ્ટ દીનનાં સદૈવ કાપનારા. રહો.

ધર્મ પાજ શ્રેષ્ટ સુખદ સાજ સાજી,
મહારાજ રહો રાત દીવસ રાજી;
સુયશથી મહી મહીપ માપનારા. રહો.

વઢ્રપુરીના પ્રભૂ મહા પ્રતાપી,
છાપ સૃષ્ટિ માંહી સુજનતાની છાપી;
અહરનીશ અધમને ઉથાપનારા. રહો.

પરમરાજ કાજમાં પ્રવીણ પેખ્યા,
નિખિલ નૃપતીમાં લલામરૂપ લેખ્યા;
કર્યાં દર્શ કેશવે સુશીલ સારાં. રહો. ૧૫૨

## લાવણી.

### (નાજુક પુતળી રતન છબીલી—એ રાહ.)

ધન્ય ધન્ય આ લગ્ન દિવસ મહારાજ રાજસાહેબ તણો,
વંકપુરીમાં આજ વધ્યો છે ઘરઘર પ્રતિ આનંદ ઘણો;
મહદ મોજમાં મગ્ન કરે મન નિખિલ નગરનાં નરનારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી.

રાહ રાહ પર વિવાહનો છે ઉછાહ સહુને ઉર અતી,
સ્નેહ ધરીને ગીત ગાયછે સુંદરીઓ સૌભાગ્યવતી;
મંગલ મય વાણી સહુ પ્રાણી વદી ભરેછે મુદધારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી.

ઉર આનંદ અખંડ સહિત મનહર મંડપ રસભર રોપ્યો,
ઇન્દ્ર ભુવન કરતાં એ સમયે રાજ્ય મહેલ અધિક ઓપ્યો;
દ્વાર દ્વાર પર કરી તોરણો તણી તુરતમાં તૈયારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી.

ચાર ચોકમાં ચાહ ધરીને ચમક ચાંદનીની જોઇ,
દીપ વીજળી તણાં વિલોકી નકી રહ્યુંછે મનમોઇ;
આશ્રિત જનને જોઇ ઉમંગે તુરત લિએછે જે તારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી.

હેમ તણા લઇ થાળ હાથમાં હર વખતે વામા હરખે,
આમ તેમ વ્હાલેથી વિચરે મેંદીનો દઇ રંગ નખે;
વાર વાર સહુ લીએ વારણાં આશીષ અભિનવ ઉચ્ચારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી.

મહિપતીઓના મુગટમણી ધરણી પતી પ્રેમેંથી પરણી,
વાસવના સરખી વસુધામાં મોજ મેળવો મુદ ભરણી;
કેશવ જે કલિકાલ વિશેછે સદા સુજનના હિતકારી,
અમરસિંહ નૃપ રહો અમર કર ધ્વજા ધરમ કેરી ધારી. ૧૫૩

---

## મહીદીપ.

સુજન વૃન્દ સરવને હમેશ હર્ષ દાઇ,
આજ અમર ભૂપના વિવાહની વધાઇ—ટેક.

દર્શનીય દ્વાદશી પવિત્ર પૂર્ણ પેખી,
ઠામ ઠામ દીપ્યમાન દીપમાળ દેખી. સુજન.

ત્રિવિધ રંગ રંગની વર વિજયની પતાકા,
મંદ દામિની ચિરાકથી મયંક રાકા. સુજન.

હેમ કલશથી હવેલીયો અપાર શોભે,
નગરની નવેલીઓ રસાલ માલ રોપે. સુજન.

ચન્દ્રમુખી મોતીઓથી ચારૂ ચોક પુરે,
મંગલીક ગીત ગાય ગદ્દદ સ્વર મધુરે. સુજન.

પુરની આસપાસ બાગ નન્દન વન જેવા,
ગુણો મલિન્દ જાય નિત્ય નયન લાવ લેવા. સુજન.

ઇન્દ્ર ભુવનથી અધીક રાજ્ય ભુવન રાજે,
રિદ્ધિ સિદ્ધિ સર્વદા વિશેષ ત્યાં વિરાજે. સુજન.

ઠીકછે તમામ ઠામ તેજ તોરણોતું,
નહીં બની શકે બયાન ધનદ ઘોરણોતું. સુજન.

અવનીમાંહી અમર રહો અવની પાળ આવા,
કેશવ કવિને ગમે હમેશ ગુણ ગાવા. સુજન. ૧૫૪

---

## ગાયન.

(મારા તનમાં મનમાં ભર્યો છે-ઠર્યો છે—એ રાહ.)

હર વખ્ત સુબખ્ત બુલંદ બહાદુર શ્રી અમરેશ અટંકા—(૨)
દિવ્ય વિલાસ કરો નિત દંપતી, બંકપુરીશ્વર બંકા, (૨) હરવખ્ત.

શોભો સદા નૃપ ઇંદ્ર સમાન, નોતમ નિતી નિધાન, (૨)
પ્રેમ પીયૂષતું પાન પરસ્પર, (૨) સ્નેહે કરો તજી શંકા. હરવખ્ત.

રાજ્યની રિદ્ધિ વિશેષ વધો નિત, લાજ રહે જેથી લોક. (૨)
પામજો પુત્ર અને પરિવાર, કેશવના કિરતાર, (૨)
પુર્ણ પ્રતાપી દિનેશ સમા દિપો, (૨) દાની દશેદશ ડંકા. હરત્પ્ત. ૧૫૫

---

## ગાયન.

### (રમો રમ્મત ગમ્મત વાળી—એ રાહ.)

સખી આનંદનો દીન આજે, (૨)
શ્રેયકાજે, વાધવાજે, ગાઢગાજે, સૂઅવાજે. સખી.
ગામ આખામાં ગીતો ગવાયે, (૨)
વંકપુરી વિનોદ છવાયે, (૨)
નેહ સાગરમાં સહુ નાયે, (૨)
મનોહારી મહા મહિમાયે, (૨)
રાજરાજે, શીરતાજે, સૂખસાજે, ને નિવાજે. સખી.

લગ્ન ભૂપ અમરનાં લીધાં, (૨)
પ્રેમરૂપી અમીરસ પીધાં, (૨)
કિરતીનાં કેશવ કામ કીધાં, (૨)
કવિ લોકોને દાન માન દીધાં, (૨)
ધર્મપાજે, સુ સમાજે, હેલછાજે, ભવ્ય આજે. સખી. ૧૫૬

---

## ગાયન.

(પતો પેટીનો ક્યાંઇ—એ રાહ.)

બેની ગાઓ બજાવો, (૨) ગાઓ બજાવો,
આનંદે આવો. બેની.

રાજ્ય ભુવન રઢીયાળાં, રસિક ગીત ગાઇ ગજાવો;
ગાઇ ગજાવો આનંદે આવો. બેની.

મંગળ અવસર આજ મળ્યો છે, રૂડા લેવાને લ્હાવો;
લેવાને લ્હાવો આનંદે આવો. બેની.

ભૂપ અમરને ભાવ ભરીને, વધૂ વ્હાલેં વધાવો;
વ્હાલેં વધાવો આનંદે આવો. બેની.

આભૂપણો ધરી અભિનવ અંગે, સખી સંગે સુહાવો;
સખી સંગે સુહાવો, આનંદે આવો. બેની.

પ્રેમેથી પરણી અમર, અધિક જશ ક્ષિતીમાં છાવો;
ક્ષિતીમાં છાવો, આનંદે આવો. બેની.

કેશવ કવિની આશીષ એવી, શુભ સ્નેહે સુણાવો;
સ્નેહે સુણાવો, આનંદે આવો. બેની. ૧૫૭

# કવિ અંબાશંકર હરીશંકર કૃત કવિતા.

## ગાયન.

(મને ભૂલી ગયો છે મારો છેલડો—એ રાહ.)

સહુ ચાલો શ્રી અમર વિલાસમાં રે ;
આલી આજે હાંરે, અમર રાજના વિવાહનો ઉછાહ. સહુ૦

ગણો ધન્ય દીન ધન્ય ઘડી આજની રે ;
હર્ષ પામો હાંરે હર્ષ પામો, સહુ અંતરે અપાર, ધરી પ્યાર. સહુ૦

રોપ્યો મંડપ મુહૂર્ત શુભ જોઇને રે ;
અંગ અંગે હાંરે, છલીયો છે રાગ રંગ ને ઉમંગ. સહુ૦

પ્રભા પ્રસરી છે પવિત્ર પુરષુ પ્રેમની રે ;
લીયો લ્હાવો હાંરે, નિરખીને મકવાણ કુળભાણુ. સહુ૦

મણી મોતીડે વધાવો રૂડા રાજને રે ;
વિજય માળા હાંરે, ધરો કલિત કંઠમાંહી સુખદાઇ. સહુ૦

વાજાં વાગતાં વિવિધ સપ્ત સૂરમાં રે ;
વ્હાલ ધારી હાંરે, કથે કાવ્ય તણા છંદ, કવિ વૃન્દ. સહુ૦

હૃદય હેતુનાં છવાયાં સુદ મંગળો રે ;
અષ્ટ સિદ્ધિ હાંરે, નવનિધીનો નિવાસ જહાં ખાસ. સહુ૦

ચાલો મલપતાં ચતુરાં ચિત ચાહીને રે ;
ગીત ગાઇ હાંરે ને, ગજાવો રાજ્ય મહેલ રસ ભરેલ. સહૂ૦

આશીષ આપી છે અપાર અંબાશંકરે રે ;
ઘણું જીવો સચી શક્ર સમી જોડ પુરી કોડ. સહૂ૦
૧૫૮

## ગાયન.

(ચાલો સતી સોન તણું ચરિત્ર ઉચ્ચરીએ—એ રાહ.)

આવો અતી ઉરમાં આનંદ આજ ભરીએ ;
મંગળ સમય સહીયર આ મંદીરીયે. ટેક.

મંગળીક સાજ મેળવીએ સુદસરીએ ;
શુભ શુભ સ્નેહ છલકાવી દેહ દરીયે. આવો૦

ચાંદલા કપાળે કુમકુમ તણા કરીએ ;
ગરવ સહીત ગીત મંગળ ઉચ્ચરીયે. આવો૦

વિધ વિધ વિગતે નવિન ચીર ધરીયે ;
ચતુર ચિતેથી મોતીઓના ચોક પુરીયે. આવો૦

સાકરના થાળ વ્હેંચી વ્હાલથી વિચરીયે ;
જીવિતની વેલી કરી સફળ શ્રી હરીયે. આવો૦

લઇ રૂડા રંગ ચિત્ર મંડપ ચિતરીયે ;
અનુપમ અમરાપુરી ન જુદી જરીયે. આવો૦

અમર નરેશ સુખ જોઇ મન ઠરીયે ;
લલિત લગનથી કલિત ફુલ્યાં ફરીયે. આવો૦

પામે નિત્ય સુખ અવિચળ પદ વરીએ ;
એવી અંબાશંકરની આશીષ ઉચરીયે. આવો૦ ૧૫૯

---

## ગાયન.

(કાલી બાદરવાને ઘેર લઇ સુનો સખી કાલી—એ રાહ.)

રાજ મંદિરવા દેખન ગઇ, સુનો સખી રાજ મંદિરવા ;
મંદીરમેં બિલોકી નઇ સુંદરી નયનસેં મેં મંદિરવા. ટેક.

દેખતેહી સાથ મૈંતો સુંદર શ્રૃંગાર વાકે,
ઝમક ઝુમક સેં ચમક ગઇ રે ;
આપહી બીરાજી આઇ લક્ષ્મી લસત હે કયા ?
ભ્રમમેં ભુલત ભઇ સુનો સખી મૈંતો. મંદિરમેં૦

જ્યૌં જ્યૌં નિહારૂં નેન નિયર નિયર જાય,
ત્યૌં ત્યૌં નિકાઇ નિકરન લગી રે ;
સ્વરૂપ સુઘરતા સુરતીકો ભુલાવે મનો,
અપ્સરા ઉતર આઇ સુનો. મંદિરમેં૦

બહુત બહુતસેં બિચાર કર દેખે જબ,
સંદેહ ભ્રમન સબ મીટ ગઇ રે;
માંડા મહીપકી દુલારી પદ્મરાજ સખી,
રાની રસીલી નઇ સુનો સખી રાજરાની. મંદિરમેં૦

ત્રિલોક સુંદરી મેંસેં સાર સાર લીયે બિધી,
કામસેં નિપટ કે બનાઇ ગઇ રે;
અમર નરેશ રાજનિતીકે સ્વરૂપ વાકે,
સંગમે સુબ્યાહી ગઇ સુનો સખી. મંદિરમેં૦

ચાલો સાહેલી હમ સંગમેં સિધાવે આપ,
દરશન પાવો ઉત ઠાઢ ભઈ રે;
અંબાંશ કરકી આશીષ સુનાવો સોહે,
જોરી અમર હોઇ સુનો સખી. મંદિરમેં. ૧૬૦

## હરિગીત.

આનંદ સાગર ઉલટયો દીન આજ દ્વારે આપને,
વિદ્વાનને વિશ્રામ દઇ પ્રસરાવજો સુ પ્રતાપને;
ખલદલ તણાં બળ ખાખ કરી ટાળો પ્રજાના તાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૧

ચોંપે ચઢાવી ચિત્ત વાત વિચારજ્ઞાના ચાપને,
જન કપટૉ ક્રુર કૃતઘ્નૉને મુકી કલેજે કાપને;

છેદન કરી છાતી થકી જન ગદ છકયાની છાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૨

રક્ષણ કરો રાણા રસિક ગૌ વિપ્રની વિજ્ઞાપને,
ગણના કરો મકવાણ ગુણ માપી શકી ન અમાપને;
સુણતા રહો સુખમાં સદા સંગીતના આલાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૩

જાહીર જમાનાને જપાવો જબર જશના જાપને,
પીડા હરી પૂરણ પ્રજાળો પાપીઓના પાપને;
અન્યાય અન આચાર કરી આવા અસસ પ્રલાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૪

છેડી વિજય વીણા હરો જન ત્રપીતના તન તાપને,
જીવો જીવન બહુ જન તણા શત્રૂ શીરે ધરી સાપને;
નીતિ તણી નોબત બજાવો મહદ્ પામી માપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૫

મુખ વાણી શ્રી સદને વસો ભુજ ભવ્ય વિક્રમશા બને,
પાળો પ્રજાને પ્રેમથી પૃથ્વીનાથ નિત પ્રિયતા પણે;
કવિ કોવિદો જપતા રહો જાહીર જશના જાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૬

ઘર સૂત્ર શોભો સ્નેહથી વર પુત્ર રમતાં પારણે,
મંગળ અને મુદ તોરણો બાંધ્યાં રહો તમ બારણે;
આશીષ "અંબ" તણી પ્રભૂ છાપો સુજશની છાપને,
હો વિજયી વરસ નવું મુબારક શ્રી અમર નૃપ આપને. ૧૬૭